એ.વી. સ્કુલના પહેલા ત્રણ ધોરણો માટે ટેક્સ્ટ બુક તરીકે મંજુર થએલી.

# હિંદના ઇતિહાસનું પ્રથમ દર્શન.

કર્તા,
બાલુભાઇ લલ્લુભાઇ કાજી,
બી. એ., એસ. ટી. સી. ડી.

પ્રકાશક :
પોપટલાલ મગનલાલ ગજરાવાળા,
ધી ગુજરાત ઓરીએન્ટલ બુક ડીપો,
અમદાવાદ.

Price Rs. 0-12-0 કિંમત રૂ. ૦-૧૨-૦

એંગ્લો-વર્નાક્યુલર સ્કૂલનાં પહેલાં ત્રણ ધોરણો માટે.

# હિંદના ઇતિહાસનું પ્રથમ દર્શન.

સરળ વાર્તાઓ અને પુષ્કળ ચિત્રો સહિત.


કર્તા.

**બાલુભાઇ લલ્લુભાઇ કાજી**, બી. એ; એસ. ટી. સી. ડી.

મુંબઇ સરકારી કેળવણીખાતું.

ટયુટર, મહારાજ કુમાર સાહેબ, મોરબી.

માજી હેડ માસ્તર, શ્રી રણજીતસિંહજી હાઇસ્કૂલ, દેવગઢબારીઆ.

'જંગમાં ઝૂકેલું જગત' ના ભાષાન્તરકર્તા.





**ધી ગુજરાત ઓરિએન્ટલ બૂક ડીપો,**

ગીચીરોડ.—**અમદાવાદ.**

આવૃત્તિ ૫ મી. રીપ્રિન્ટ. ] [ સને ૧૯૨૯.

કિંમત રૂા. ૦-૧૨-૦

પ્રકાશકઃ પોપટલાલ મગનલાલ ગજરાવાળા,
મેનેજર, ધી ગુજરાત ઓરિએન્ટલ બૂક ડીપો,
રીચીરોડ, અમદાવાદ.



ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

| આવૃત્તિ | સને | પ્રત |
| --- | --- | --- |
| ૧ | ૧૯૧૯ | ૧૦૦૦ |
| ૨ | ૧૯૨૧ | ૧૦૦૦ |
| ૩ | ૧૯૨૨ | ૧૦૦૦ |
| ૪ | ૧૯૨૨ | ૩૦૦૦ |
| ,, રીપ્રિન્ટ | ૧૯૨૪ | ૨૦૦૦ |
| ,, સેકન્ડ રીપ્રિન્ટ | ૧૯૨૪ | ૩૦૦૦ |
| ,, થર્ડ ,, | ૧૯૨૫ | ૩૦૦૦ |
| ,, ફોર્થ ,, | ૧૯૨૬ | ૧૦૦૦ |
| ૫ | ૧૯૨૭ | ૫૦૦૦ |
| ૫ રીપ્રિન્ટ | ૧૯૨૯ | ૨૦૦૦ |

ધી "સૂર્યપ્રકાશ" પ્રિન્ટિંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઇ ત્રીકમલાલે છાપ્યો.
પાનકોર નાકા—અમદાવાદ.

# પ્રસ્તાવના.

શાળાના અભ્યાસક્રમમાં ઇતિહાસ અતિ અગત્યનો અને ઉપયોગી વિષય છે, એ નિર્વિવાદ વાત છે. પૂર્વે થએલા મહાન વીરોનાં પરાક્રમ, દેશમાં થએલા બનાવો અને તેથી પ્રજાની સ્થિતિ ઉપર થએલી અસર, અન્ય દેશો સાથે સ્વદેશનો સંબંધ, વ્યાપારઉદ્યોગનો વિકાસ વગેરેની માહીતી દરેક વિદ્યાર્થીને હોવી જોઇએ. પરંતુ નાનાં બાળકો મહાન પુરુષોની નીતિરીતિથી તથા બનાવોથી થતી અસરની તુલના કરી શકે, અને ઈતિહાસનું ખરૂં રહસ્ય સમજી શકે, એવો સંભવ ન હોવાથી વાર્તા રૂપેજ ઇતિહાસનું જ્ઞાન તેમને આપવું વાસ્તવિક છે. વાર્તા રસમય હોવાથી મન ઉપર સારી છાપ પડે, અને મોટી વય થતાં બાળકની મગજશક્તિ ખીલે, ત્યારે વાર્તામાંથી જે ખરો બોધ લેવાનો હોય તે આપોઆપ સમજાઇ જાય; પરંતુ છુટાછવાયા બનાવો અને પરાક્રમોની વાર્તા કેવળ વાર્તાજ રહી જવાનો ભય રહે છે; ક્રમવાર બનાવો અને પરાક્રમ સંબંધી વાર્તાઓને બીજી સહેજ સહેજ હકીકત વડે ગૂંથી લેવામાં આવે, તો બાળકોને સ્વદેશના ઈતિહાસનું પ્રથમ દર્શન ઉત્તમ રીતે થાય એમાં સંદેહ નથી.

માત્ર ઇતિહાસ નહિ તેમજ માત્ર વાર્તા નહિ, ઇતિહાસની રેખા બહુ ઓછી નહિ તેમજ બહુ ભરેલી નહિ, એવા પુસ્તકની ખાસ જરૂર મને જણાઇ. એ હેતુ લક્ષમાં રાખી આ લઘુ પુસ્તક ગુજરાતની ઍંગ્લો-વર્નાકયુલર શાળાઓનાં પહેલાં ત્રણ ધોરણના વિદ્યાર્થીઓ માટે તૈયાર કર્યું છે. પરંતુ પ્રાથમિક શાળાઓનાં છેલ્લાં ત્રણ ધોરણના તેમજ વર્નાકયુલર ફાઈનલ પરીક્ષાના વિદ્યાર્થીઓને પણ આ પુસ્તક ઉપયોગી થઈ પડે એમ માન્યતા છે; વળી ભાષા ઘણી સાદી અને સરળ રાખી છે, જેથી બાળકો વિષય સહેલાઈથી સમજી શકે.

પુસ્તકના ત્રણ ભાગ પાડવામાં આવ્યા છે. પ્રત્યેક ભાગ એકેક ધોરણ માટે પૂરતો થઇ રહે એટલો છે. પ્રથમ ભાગ પ્રાચીન કાળને લગતો છે. વેદના સમયથી મુસલમાન રાજ્યની હિંદમાં શરૂઆત થવા માંડી, ત્યાં સુધીની વાર્તારૂપે ઐતિહાસિક રેખા એમાં આપવામાં આવેલી છે. દ્વિતીય ભાગ મધ્યકાળનું દર્શન કરાવે છે. ગુજરાતની કાંઇક હકીકત ઉપરાંત દિલ્હીના પઠાણ પાદશાહો, મોગલ સમ્રાટો, અને મરાઠા સરદારોના સમયની માહીતી એમાં સમાવેલી છે. તૃતીય ભાગમાં અર્વાચીન સમય આલેખવામાં આવ્યો છે. પશ્ચિમના દેશોની પ્રજાનું આગમન, અંગ્રેજોના અમલની શરૂઆત, અંગ્રેજ વીરોનાં જીવનચરિત્રો અને તેમાંથી મળતો બોધ, તેમણે હિંદના કલ્યાણાર્થે કરેલો સ્તુત્ય પ્રયાસ, અને હિંદને બ્રિટિશ અમલથી મળેલા અપૂર્વ લાભો આ વિભાગમાં વર્ણવેલા છે.

જેમને માટે આ લઘુ પુસ્તક રચવામાં આવ્યું છે, તેમને ખરેખર એ ઉપયોગી થઇ પડશે એવી આશા છે. તેમ થશે તો લીધેલો શ્રમ સફળ થએલો માનીશ.

આ પુસ્તક તૈયાર થતું હતું, ત્યારે તે વાંચી કેટલીક સૂચનાઓ આપવા માટે ભરૂચ હાઇસ્કૂલના આસિસ્ટન્ટ માસ્તર રા. ઉછરંગરાય કેશવરાય ઓઝા, બી. એ; નો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

**દેવગઢબારીઆ,**
**રેવાકાંઠા.**

**આ. લ. કાજી.**

# દ્વિતીય આવૃત્તિ.

આ આવૃત્તિના પહેલા અને બીજા ભાગમાં અમુક અમુક સ્થળે ઘટિત સુધારોવધારો કરવામાં આવ્યો છે. ગત અનુભવ અને શિષ્યોની શક્તિ વિચારી આ બે ભાગમાં વિસ્તાર કરવાની જરૂર જણાઈ નથી.

ત્રીજો ભાગ ધોરણ પરત્વે વિસ્તાર કરવા જોગ જણાયો નથી. નં. ૩૯–૫૧ તથા ૬૯–૭૦ સુધીની વાર્તાઓ નવેસરથી લખવામાં આવી છે. તેમાં વર્તમાન સમય સુધીના ઇતિહાસનો તથા હિંદની રાજ્યપદ્ધતિની જરૂરજોગી હકીકતનો સમાવેશ કરવામાં આવ્યો છે.

આશા છે કે આ આવૃત્તિ પ્રથમ આવૃત્તિ કરતાં વિશેષ સરળ અને ઉપયોગી નીવડશે.

**દેવગઢબારીઆ; રેવાકાંઠા.**
જુન, સને ૧૯૨૨ } **આ. લ. કાજી.**

---

# ચોથી આવૃત્તિ.

આ આવૃત્તિમાં જરૂર જોગો સહેજ ફેરફાર કરવામાં આવ્યો છે. વળી વીર પુરુષોનાં ચિત્રો, અગત્યના નકશાઓ, તેમજ અગત્યની સાલવારી આપવામાં આવ્યાં છે.

આશા છે કે આ સુધારાવધારાથી પહેલાંના કરતાં આ આવૃત્તિ વધુ ઉપયોગી થઈ પડશે, ને વધારે આદરને પાત્ર થશે.

**દેવગઢબારીઆ; રેવાકાંઠા.**
નવેમ્બર, સને ૧૯૨૨ } **આ. લ. કાજી.**

---

# પાંચમી આવૃત્તિ.

વીર પુરુષોનાં જરૂરી વૃત્તાંતો, તેમજ જરૂરી ઐતિહાસિક બનાવો આ આવૃત્તિમાં બાળકો તેમજ બાલિકાઓ સહેલાઈથી સમજી શકે એવી રીતે આપવામાં આવ્યા છે. અગત્યના સાલવાર બનાવોની નોંધ તેમજ કંપનિ સરકારથી આધુનિક સમય સુધીનો ઇતિહાસ કેટલાંક પરિશિષ્ટોની સાથે સરળ ભાષામાં બાળકો સહેલાઈથી સમજી શકે એમ દાખલ કરવામાં આવેલો છે. જેથી આશા રાખવામાં આવે છે, કે સમયોચિત સુધારાવધારાથી આ આવૃત્તિ વિદ્યાર્થીઓને ખાસ ઉપયોગી થઈ પડશે.

અમદાવાદ સીટી હાઈસ્કૂલના આસિ. માસ્તર વૈદ્ય સોમચંદ કેશવલાલ, બી. એ; એ આ આવૃત્તિમાં સુધારોવધારો કરવાના કામમાં મને જે મદદ કરી છે, તે માટે તેમનો આભાર માનું છું.

મોરબી.
ફેબ્રુઆરિ, ૧૯૨૭

બા. લ. કાજી.

# અનુક્રમણિકા.

## ભાગ ૧ લો.

## પ્રાચીન હિંદ.

વિષય. પૃષ્ઠ.



## ભાગ ૨ જો.

## હિંદના મુસલમાન રાજાઓ અને તેમનાં રાજ્યો.

## ભાગ ૩ જો.

### અર્વાચીન હિંદ: બ્રિટિશ સત્તા.

१७८११

# અગત્યનાં ઐતિહાસિક વર્ષો.

ઈ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષ પર આર્યો હિંદમાં આવ્યા.
,, ૧૦૦૦ વર્ષથી આર્યો હિંદુ કહેવાવા લાગ્યા.
,, ૧૦૦૦–૩૦૦ બ્રાહ્મણોની સત્તાનો સમય.
,, ૪૮૦ માં ગૌતમ બુદ્ધનો જન્મ થયો.
,, ૩૨૭ માં મહાન સિકંદરે પૌરસને હરાવ્યો.
ઈ. સ. ૫૭૦–મહંમદ પેગંબર સાહેબનો જન્મ થયો.
,, ૬૩૬–મુસલમાનોએ ઇરાન જીત્યું.
,, ૧૦૦૦–મહંમદ ગિઝની હિંદ પર ચઢી આવ્યો.
,, ૧૦૦૧–મહંમદે લાહોરના રાજા જયપાલને હરાવ્યો.
,, ૧૦૨૪–મહંમદે સોમનાથ પાટણ જીત્યું.
,, ૧૧૯૩–મહંમદ ઘોરીએ પૃથ્વીરાજને હરાવ્યો.
,, ૧૨૦૬–ગુલામ વંશ સ્થપાયો.
,, ૧૨૯૬–૧૩૧૬–અલ્લાઉદ્દીને રાજ્ય ભોગવ્યું.
,, ૧૪૯૮–વાસ્કો ડી ગામા હિંદમાં આવ્યો.
,, ૧૫૦૪–બાબરે કાબુલ જીત્યું.
,, ૧૫૨૬–બાબરે ઈબ્રાહીમ લોદીને હરાવ્યો.
,, ૧૫૪૨–મહાન અકબરનો જન્મ થયો.
,, ૧૫૫૬–અકબરે હેમુને હરાવ્યો.
,, ૧૬૦૦–અંગ્રેજોએ ઇસ્ટ ઇંડિઆ કંપનિ સ્થાપી.
,, ૧૬૦૫–મહાન અકબર મરણ પામ્યો.
,, ૧૬૨૭–શિવાજીનો જન્મ થયો.
,, ૧૬૫૯–શિવાજીએ અફઝલખાનને મારી નાખ્યો.
,, ૧૬૬૧–શિવાજીએ શાઈસ્તખાનને નસાડયો.

ઇ. સ. ૧૬૮૦–શિવાજી મરણ પામ્યો.
,, ૧૭૦૭–ઔરંગઝેબ મરણ પામ્યો.
,, ૧૭૩૮ નાદીરશાહ હિંદ પર ચઢી આવ્યો.
,, ૧૭૪૮–દિલ્હીનો પાદશાહ મહમદશાહ, સતારાનો રાજા શાહુ, ને નિઝામઉલમુલ્ક મરણ પામ્યા. અહમદશાહ અબદલ્લીએ પંજાબ પર સવારી કરી. અંગ્રેજો અને ફ્રેંચોને સુલેહ થવાથી મદ્રાસ અંગ્રેજોને પાછું મળ્યું.
,, ૧૭૪૮–મરાઠી રાજ્યની સંપૂર્ણ સત્તા પેશ્વાના હાથમાં આવી.
,, ૧૭૫૬–કલકત્તાનું કારાગૃહ.
,, ૧૭૫૭–પ્લાસીની લડાઇ.
,, ૧૭૬૧–અહમદશાહ અબદલીએ મરાઠાઓને હરાવ્યા.
,, ૧૭૭૨–વૉરન હેસ્ટિંગ્સ બંગાળાનો ગવર્નર નિમાયો.
,, ૧૭૭૪– ,, ,, હિંદનો પહેલો ગવર્નર જનરલ થયો.
,, ૧૭૯૮–ટીપુ હાર્યો અને મરાયો.
,, ૧૮૧૮–પેશ્વાનું રાજ્ય ખાલસા કર્યું.
,, ૧૮૩૨–સતી થવાનો ચાલ બંધ પાડયો.
,, ૧૮૪૫–મુદકી અને ફિરોઝપુરની લડાઇમાં સીખોને હરાવ્યા.
,, ૧૮૪૮–સતારા બ્રિટિશ રાજ્યમાં જોડી દીધું.
,, ૧૮૪૮–૪૯ બીજો સિંધ વિગ્રહ.
,, ૧૮૫૭–દેશી સિપાઇઓનો બળવો.
,, ૧૮૫૮–હિંદ ઈંગ્લાંડની સરકારના હાથમાં મુકાયું.
,, ૧૯૦૧–સાતમા એડવર્ડ હિંદના શહેનશાહ થયા.
,, ૧૯૧૧–દિલ્હી હિંદની રાજધાની થયું.
,, ૧૯૧૪–જગતનું મહાભારત યુદ્ધ શરૂ થયું.
,, ૧૯૧૯–સલાહ થઇ.

# ભાગ ૧ લો.

# પ્રાચીન હિંદ.

## ૧. હિંદુસ્તાનનું સામાન્ય વર્ણન.

આપણે આ પુસ્તકમાં **હિંદુસ્તાનના** જુદા જુદા લોકો વિષે વાત કરવા માગીએ છીએ; પણ તમને તે કહેતા પહેલાં એ દેશ ક્યાં આવેલો છે, એમાં કયા કયા પહાડો છે, તથા કઈ કઇ નદીઓ આવેલી છે તે તમારે જાણવાની જરૂર છે.

નકશામાં જુઓ. **એશિઆ ખંડની** દક્ષિણે આવેલા ત્રિકોણાકાર દેશને આપણે હાલ **હિંદુસ્તાન** કહીએ છીએ. એ દેશની ઉત્તરે **હિમાલય** નામના ઉંચા પર્વતની હાર આવેલી છે. ત્યાં હંમેશાં બરફ પડયો રહે છે, (અને કદી પીગળતો નથી) તેથી એ પર્વતને **"બરફના રહેઠાણનું"** નામ આપવામાં આવ્યું છે. વળી ત્યાં એટલી બધી ઠંડી હોય છે કે માણસ કે જાનવર જીવી શકતાં નથી, તેમજ ઝાડ અને વનસ્પતિ બહુ થોડાં ઊગે છે. ત્યાં પત્થર અને ખડક સિવાય બીજું જણાતું નથી. આથી આરબ લોકોએ આ પર્વતને **"પૃથ્વીના પત્થરના પટાની"** ઉપમા આપી છે. આ પહાડો બહુ ઉંચા છે તેથી ઉત્તરમાંથી કોઈ માણસ આવી શકે કહિ, પણ વાયવ્ય અને ઈશાન કોણમાં તેઓ નીચા થતા ગયા છે, તેથી ખીણોમાં થઇને માણસો આવજા કરી શકે છે. એવા રસ્તાને **"ઘાટ"** કહે છે. વાયવ્ય કોણ તરફના પહાડમાંથી આવવાના માર્ગને **ખૈબરઘાટ** કહે છે.


હિંદુસ્તાનના
પર્વતો અને નદીઓ.
હિંદુકુશપર્વત
બ્રહ્મપુત્રાનદી
ગંગાનદી
સિંધુનદી
બંગાળાનો
ઉપસાગર
અરબી
સમુદ્ર
M.A.G.

**હિમાલય** પર્વત ઘણો ઉંચો છે. વાદળાં એનાં શિખરો સાથે અથડાય છે, તેથી ત્યાં વરસાદ બહુ વરસે છે, અને પાણી પર્વત પરથી નીચે પડે છે. આથી જુદી જુદી નદીઓ બને છે, અને તે હિમાલયના નીચલા પ્રદેશમાં વહે છે.

આમાંની મુખ્ય નદીઓ **ગંગા** અને **સિંધુ** છે. જે પ્રદેશમાં તેઓ વહે છે તેને "**સિંધુ–ગંગાના નિચાણ પ્રદેશ**" તરીકે ઓળખવામાં આવે છે. **બ્રહ્મપુત્રા** નામની એક ત્રીજી મોટી નદી છે, તે **બં**ગાળાના ઉપસાગરમાં પડે છે.

**હિં**દુસ્તાનના મધ્ય ભાગમાં જમીન પાછી ઉંચી થએલી માલમ પડે છે. ત્યાં એક બીજા પર્વતની હાર દેખાય છે. એ પહાડો બહુ ઉંચા નથી, તેમ **હિ**માલયની પેઠે ત્યાં હંમેશાં બરફ પડેલો હોતો નથી. એ પર્વતને આપણે "**વિંધ્યાચળ**" નામથી ઓળખીએ છીએ. એની દક્ષિણનો મુલક ઘણો પહાડી છે. એ મુલકના પૂર્વ અને પશ્ચિમ કિનારા પર ડુંગરાની હારો આવી રહેલી છે. એ હારોને "**પૂર્વઘાટ** અને **પશ્ચિમઘાટ**" કહે છે. એ બે ઘાટો વચ્ચેનો પ્રદેશ "દખ્ખણ" નામથી ઓળખાય છે. દખ્ખણ એ '**દક્ષિણ**' શબ્દનો અપભ્રંશ છે. તેમાં **ગોદાવરી** અને **કૃષ્ણા** નદીઓ છે, પણ તેમાં પાણી બહુ થોડું હોય છે,અને ઉનાળામાં તો કોઇ કોઈ જગાએ તે લગભગ સુકાઇ જાય છે.

**એકંદરે હિંદુસ્તાનનો કિનારો ઘણે ભાગે પહાડી છે, અને વહાણવટીઓને અનુકૂળ આવે એવો નથી.** મુખ્યત્વે કરીને અગ્નિ કોણમાં દરીઆનાં મોજાં કિનારા સાથે ઘણા જોસથી અથડાય છે, અને વહાણને જમીન સુધી આવવામાં ઘણી મુસીબત વેઠવી પડે છે. સારાં બંદરો તો ત્યાં ઘણાંજ થોડાં છે, પરંતુ વર્ષના અમુક ભાગમાં એક જાતનો પવન ફુંકાય છે, તેનો લાભ લઈ વહાણવટીઓ પોતાનાં વહાણો મરજી મુજબ હંકારે છે.

---

## ૨. હિંદના લોક.

### अ. અનાર્ય.

હિંદુસ્તાન વિષે ઉપર લખેલી વાત જાણી, એટલે સ્વાભાવિક રીતે તમે પૂછશો કે એ દેશમાં પ્રથમ કયા લોક રહેતા હતા, તેઓ કયાંથી આવ્યા, કેવી રીતે આવ્યા, તેઓનો રાજા કોણ હતો, અને તેઓ કેવા નિયમો પાળતા હતા ? આ સઘળા પ્રશ્નોનો જવાબ આપવો બહુ કઠિન છે; કારણ કે પાછલા જમાનાનો ઇતિહાસ જાણવાનાં પુરતાં સાધન આપણી પાસે નથી. હિંદુસ્તાનમાં ઘણા મોટા મોટા રાજ્યકર્તાઓ થઈ ગયા, પણ તેમણે પોતે અથવા તો કોઈ બીજાએ તે વખતનું વૃત્તાંત લખ્યું નથી. માત્ર થોડી ઘણી હકીકત તે જમાનાના **શિલાલેખ, તામ્રપટ, સિક્કાઓ.** અને **પરદેશી મુસાફરોનાં લખાણ** પરથી આપણને માલમ પડી આવે છે. તે ઉપરાંત **અસલના લોકોના ધાર્મિક ગ્રંથો, પુરાણો. અને વીરરસનાં કાવ્યો** પરથી આપણને થોડું ઘણું જાણવાનું મળી આવે છે, પણ જોઇએ તેવો સંતોષકારક ઇતિહાસ મળી શકતો નથી, તેથી આપણને દીલગીર થવું પડે છે.

હિંદુસ્તાનના અસલના લોકો ઘણા **જંગલી** હતા. હાલ પણ કેટલાક ભાગમાં તેમની જાતો માલમ પડે છે. તેઓ જંગલમાં રહી પોતાનો નિર્વાહ કરે છે, અને અર્ધનગ્ન સ્થિતિમાં જોવામાં આવે છે. આપણે જે પ્રમાણે જમીન ખેડી અનાજ પકવીએ છીએ, અને રહેવા વાસ્તે પાકાં ઘર બાંધીએ છીએ, તેમ તે લોકો કરતા નહોતા. **મધ્ય હિંદુસ્તાનના કંધ. રજપુતાનાના ભીલ,** અને **નીલગિરિમાં વસતા લોકો** ઉપર કહેલા લોકોની જાતના છે. આપણે આ સર્વ જંગલી જાતોને **કોળી** કહીએ છીએ. હિંદુસ્તાનના મૂળ વતની પણ તેમને ગણવામાં આવે છે.

ઈ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષ પહેલાં જ્યારે **આર્ય** લોક હિંદુસ્તાનમાં આવ્યા, ત્યારે ઉપર કહેલી **અનાર્ય** જાતોને તેઓએ **દસ્યુ** કે **દાસનું** નામ આપ્યું હતું. **વેદ** જે **હિંદુઓનો** જુનામાં જુનો ગ્રંથ છે, તેમાં આ **અનાર્ય** લોકને **ચપટા નાકવાળા, કાચું માંસ ખાનારા, યજ્ઞમાં વિઘ્ન કરનારા, અને યજ્ઞ નહિ કરનારા** એવા વર્ણવવામાં આવ્યા છે.

**દ્રાવિડ, તેલુગુ, તામિલ, કાનડી** અને દક્ષિણ હિંદુસ્તાનમાં વસતા લોકોની એક બીજી જાત છે. ઘણાં વર્ષ પૂર્વે આ લોકો હિંદુસ્તાનમાં આવ્યા હોય, અથવા તો જે પ્રમાણે **કોળી** લોક અહીંના મૂળ વતની કહેવાય છે, તે પ્રમાણે તેઓ પણ અહીંના મૂળ વતની હોય. ગમે તેમ હોય તોપણ **દ્રાવિડ** લોકો **કોળી** કરતાં વધારે સુધરેલા હતા; તેઓ જમીન ખેડતા, અનાજ પકવતા, અને કપડાં પહેરતા. તેઓ **નાગની** અને **ઝાડની** પૂજા કરતા, દેવોથી ડરતા, તેથી પોતાના રક્ષણાર્થે તેમની પ્રાર્થના કરતા, અને તેમને ખુશ કરવાને પ્રાણીઓનો વધ કરતા.

ઉપર વર્ણવેલા **અનાર્ય** લોકો **સાચા, નીમકહલાલ,** અને ઘણે ભાગે **માયાળુ** માલમ પડયા છે. **મદ્રાસ** ઈલાકાના **અનાર્ય** જાતોના સિપાઇઓએ દક્ષિણ હિંદ જીતવામાં **બ્રિટિશ** સરકારને ઘણી સારી મદદ કરી હતી. ઇ. સ. ૧૭૫૭ના **પ્લાસીના** યુદ્ધમાં પણ તેઓએ સારો ભાગ લીધો હતો. બહાદુર **ગુરખા** પણ હિમાલયની એક અનાર્ય જાત છે; તેમણે પણ હાલના મહાન યુરોપીય વિગ્રહમાં ઘણી સારી સેવા બજાવી છે.

## ૨ આર્ય.

ઇ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષ ઉપર મધ્ય એશિઆ તરફથી લોકોનાં ટોળેટોળાં **ખૈબર** અને **બોલનઘાટમાં** થઇને **હિંદુસ્તાનમાં** આવવા લાગ્યાં. ઘણાં વર્ષ સુધી એ પ્રયાણ જારી રહ્યું. તે લોકો પોતાને **આર્ય** કહેતા, અને આપણે પણ તેમને એજ નામથી ઓળખીએ છીએ. તમે પૂછશો કે એ માણસો ક્યાંથી આવ્યા ? તેનો જવાબ એજ છે, કે હાલ જે દેશને **અફઘાનિસ્તાન, ઇરાન** અને **તુર્કસ્તાન** કહીએ છીએ ત્યાં તેમનું મૂળ રહેઠાણ હતું, તેથી તેઓ ત્યાંથીજ આવ્યા હોવા જોઇએ. વખત જતાં તેમનામાં બે ભાગ પડયા. એક "**પૂર્વના આર્યો**" અને બીજા "**પશ્ચિમના આર્યો.**" ઉત્તર **હિંદુસ્તાનના ઇતિહાસનો સંબંધ** પૂર્વના આર્યો સાથે છે, તેથી તમને તેમની વાત કહીશું.

તેઓ પોતાનું મૂળ રહેઠાણ છોડી **હિંદુસ્તાન** તરફ વધવા લાગ્યા. ઘણી પહાડી જમીન અને ઝરાઓ ઓળંગ્યા પછી જ્યાં હાલ **પેશાવર** આવી રહેલું છે ત્યાં તેઓ આવ્યા, અને **સિંધુ** નદીને કિનારે આવી અટકયા. ત્યાં લાંબા વખત સુધી તેમણે સાદી અને સુખી જિંદગી ગુજારી. તેઓ ઘણાં **ઢોર તથા ઘેટાં પોતાની સાથે રાખતા. જમીન** ખેડતા, અને પોતાનું ગુજરાન ચલાવતા. **શિકાર કરવામાં અને માછલાં પકડવામાં પુરુષવર્ગ પોતાનો વખત ગાળતો; સ્ત્રીઓ પાણી ભરતી, ખોરાક રાંધતી, અને પુરુષવર્ગને ઘરમાં બનતી મદદ આપતી.** જ્યારે આર્યોને પોતાના રહેઠાણમાં પોતાને તથા ઢોરને વાસ્તે પૂરતો ખોરાક મળવા લાગ્યો નહિ, ત્યારે તેઓને **દ્રાવિડ** લોકોની માફક ભટકવાની જરૂર પડી. તેમના પછી બીજાં ટોળાં પણ આવવા લાગ્યાં. ધીમે ધીમે ગંગા નદીના "**નિચાણ પ્રદેશમાં**" તેઓ એકઠા મળી રહ્યા.

ઉપર કહેલા આર્ય લોકોએ પોતાનો ઇતિહાસ લખ્યો નથી, તેમજ કોઇ વિદેશી મુસાફરે તેમનું વૃત્તાંત આપ્યું નથી. પરંતુ વેદમાંથી પ્રાચીન કાળના હિંદમાં વસનારા લોક વિષે આપણને થોડી ઘણી માહીતી



આર્યોની સૂર્યપૂજા.

મળી શકે છે. પોતાની દોલતનો અંદાજ પોતાની પાસેની ઢોરની સંખ્યાથી તેઓ કરતા. કેટલાંક કુટુંબો મળી તેમની એક જાત કે ટોળી બનતી. દરેક ટોળીના એક આગેવાન પુરુષની સરદારી હેઠળ તેઓ લડાઇમાં જતા. સઘળી જાતનાં શસ્ત્રનો ઉપયોગ તેમને આવડતો. સૂર્ય. વરુણ, ઈંદ્ર, અગ્નિ ઈત્યાદિ દેવોની તેઓ મંત્રોવડે પ્રાર્થના કરતા. આ પ્રાર્થના બ્રાહ્મણો તેમની પાસે કરાવતા. બ્રાહ્મણનો વર્ગ તે વખતમાં હતો, પણ હાલ જેમ જ્ઞાતિનું બંધારણ માલમ પડે છે, તેમ વેદના સમયમાં ન હતું. ઘોડા અને ઢોરનું બળિદાન આપવામાં આવતું. તેમની બધી ક્રિયાઓમાં સોમ નામનો કેફી રસ એક અગત્યનો ભાગ ભજવતો હતો.

# ૩. રામાયણ.

## अ. રામ અને સીતા.

આર્યોનાં જુદાં જુદાં ટોળાં એકઠાં મળી **ગંગા** અને **જમના**ના પ્રદેશમાં વસ્યાં, એવું તમે આગલી વાર્તામાં વાંચી ગયા. ત્યાંથી દક્ષિણમાં **વિંધ્યાચળ** સુધી અને પૂર્વમાં **બંગાળા** સુધી તેઓ વસ્યા. ત્યાં તેમણે પોતાનાં રાજ્ય સ્થાપ્યાં, તેમાંનું એક રાજ્ય **અયોધ્યા**નું હતું. ત્યાં સૂર્યવંશી **દશરથ** રાજા રાજ્ય કરતા હતા. તેમને ચાર પુત્ર હતા. તેમનાં નામ **રામ, લક્ષ્મણ, ભરત** અને **શત્રુઘ્ન** હતાં. પટરાણીના પુત્ર **રામ** હતા, પરંતુ તેમની માનીતી રાણીના પુત્ર **ભરત** હતા. **રામ** સોળ વર્ષના થયા, ત્યારથીજ ઘણી બહાદુરી બતાવવા લાગ્યા. **અ**યોધ્યાની આસપાસના જંગલમાં ઘણા રાક્ષસો ફરતા હતા, અને ઋષિઓને ઘણો ત્રાસ આપી તેમનાં યજ્ઞકર્મનો ભંગ કરતા હતા, તેથી **રામ** પોતાના ભાઇ **લક્ષ્મણ** સાથે વનમાં ગયા, અને રાક્ષસોનો સંહાર કર્યો. આ પ્રમાણે રાક્ષસોના ભયથી દેશ ધીમે ધીમે મુક્ત કર્યો.

ત્યાંથી આગળ ચાલતાં **મિથિલાપુરી**માં તેઓ આવી પહોંચ્યા. ત્યાં **જનક** નામે રાજા રાજ્ય કરતો હતો. તેમને **સીતા** નામે એક સુંદર કન્યા હતી. **જનક** રાજા પાસે **શિવ**નું આપેલું એક ધનુષ હતું. જે કોઈ તે નમાવી શકે તેને **સીતા** પરણાવવી, એવો એમણે નિશ્ચય કર્યો હતો. ઘણા રાજકુંવરો એ કુંવરી પરણવા ઇચ્છા રાખતા હતા, પરંતુ તેમનાથી ધનુષ વાળી શકાયું નહિ. અંતે **રામે** ધનુષ હાથમાં લીધું, અને તેને નમાવ્યું એટલુંજ નહિ, પણ તેના કકડે કકડા કરી નાખ્યા. આથી **સીતાજી** સાથે ધામધુમથી લગ્ન કરી **રામ** **અ**યોધ્યા પાછા વળ્યા.

કાળના વહેવા સાથે **દશરથ રાજા** વૃદ્ધ થતા ગયા, તેથી **રામનો રાજ્યાભિષેક** કરવાની ઈચ્છા થઈ, પરંતુ **કૈકેયી** (ભરતની માતા) જે તેમની માનીતી રાણી હતી તે ઘણી દીલગીર થઇ, અને **ભરત** ગાદીએ આવે એવો તેણે આગ્રહ કર્યો. આ સાંભળીને રાજાને ઘણો ખેદ થયો. પ્રજા પણ ઘણી નારાજ થઇ, પરંતુ **આપેલું વચન પાળવુંજ જોઇએ એ ક્ષત્રિયનો ધર્મ** છે, એમ જાણી **રામચંદ્રજી** વનમાં જવા તૈયાર થયા. તેમણે કહ્યું, "**ક્ષત્રિય રાજાએ પોતાનું વચન પાળવુંજ જોઇએ; વનમાં મારૂં મરણ થાય. તોપણ મારા પિતાએ આપેલું વચન તોડવું જોઇએ નહિ.**" **સી**તાને ઘેર રહેવાનું રામે કહ્યું; પણ તેમણે કહ્યું. કે "**જ્યાં તમે ત્યાં હું. સુખ અને દુઃખ એ બંનેની હું ભાગીઅણ છું; તમારા વિના મહેલમાં રહેવા કરતાં તમારી સાથે એક ઝુંપડીમાં રહેવામાં હું વધારે આનંદ માનીશ.**" અંતે **સીતા** તથા પોતાના નાના ભાઈ **લક્ષ્મણ**ને લઇ **રામચંદ્રજી** પ્રયાગ તરફ ચાલ્યા.

**રામે અયોધ્યા** છોડયા પછી શોકમાં ને શોકમાં દશરથ રાજાએ પોતાનો દેહ છોડયો. **ભરત**ને ગાદી આપવામાં આવી, પરંતુ તે લેવા તેણે ના પાડી, અને કહ્યું કે "**રામચંદ્રની ગેરહાજરીમાં હું રાજ્યનો કારભાર ચલાવીશ. પણ ગાદીનો સ્વીકાર કરી કદી પણ હું રાજા થઇશ નહિ.**" ત્યાર પછી **ભરત રામ**ની શોધમાં નીકળ્યા. **રામ**નો મેળાપ થયો, પણ તેમણે તેની માગણી સ્વીકારી નહિ, અને કહ્યું કે "**ચૌદ વરસ સુધી હું કદી પાછો ફરવાનો નથી.**" આથી નિરુપાયે **ભરતે રામ**ની ગાદી ઉપર તેમની **પાદુકા** મૂકી રાજ્યકારભાર ચલાવ્યો.

---

## ब. રામ અને રાવણ.

રામચંદ્રજી ત્યાર પછી દક્ષિણ તરફ ચાલ્યા. ત્યાં તેમને ઘણા રાક્ષસો સાથે લડવું પડયું. **શુર્પણખા** નામની રાક્ષસીએ **સી**તાને બીવડાવવા ઘણા પ્રયત્ન કર્યાં, પણ **લક્ષ્મણે** તેનું નાક કાપી હાંકી કાઢી. **લંકા** જેને હાલ **સિલોન** કહે છે, તેના પર રાજ્ય કરનાર **રાવણ** રાજાની તે બેન થતી હતી. તેણે પોતાના ભાઇને સર્વ વૃત્તાન્ત કહ્યું. અને **રામ** પર વેર લેવા **રાવણે** તેને વચન આપ્યું. અંતે **સી**તાનું હરણ કરવા તે તત્પર થયો. સંન્યાસીનો વેષ લઈ **સી**તાના રહેઠાણ આગળ તે ગયો, અને **રામ** તથા **લક્ષ્મણ**ની ગેરહાજરીનો લાભ લઈ **સી**તાને ઉપાડી **લં**કા તરફ ચાલ્યો ગયો. **રા**મને **સી**તા માલમ પડયાં નહિ, ત્યારે દુઃખથી તે અર્ધાઘેલા જેવા થઈ ગયા. **સી**તાનું શું થયું હશે, અને તેમની ક્યાં શોધ કરવી, એ બાબતથી એમનું મન ગુંચવાવા લાગ્યું. અંતે તેમણે દક્ષિણ તરફ શોધ કરવા માંડી. **પશ્ચિમઘાટ** આગળ રહેનારા વાનર રાજા સાથે તેમને દોસ્તી થઈ. તે રાજાએ **હનુમાન** નામના પોતાના સરદારને **સી**તાની શોધ કરવા મોકલ્યો. તેણે શોધ કરી ખબર આપી, કે **સી**તાને **રા**વણ લઇ ગયો છે, અને હાલ તે **લં**કામાં કેદ છે. **હનુ**માનની સરદારી નીચે એક મોટું **વાનરનું ( જંગલી લોકોનું )** લશ્કર લઈ **રા**મની મદદે તે રાજા ગયો. તે લશ્કરે દરીઆ પાર એક પૂલ બાંધ્યો, અને સંખ્યાબંધ માણસો **લં**કાના ટાપુ પર ઉતરી પડયાં. ત્યાં એક ભારે રણસંગ્રામ થયો. **રા**વણની **સ્ત્રી મં**દોદરી, અને તેના ભાઇ **વિભીષણે સી**તાને પાછી આપવાને રાવણને બહુ સમજાવ્યો, પણ તેણે કાંઇનું માન્યું નહિ. અંતે યુદ્ધમાં **રાવણ**, તેનો પુત્ર **ઇંદ્રજીત** અને ભાઈ **કુંભકર્ણ** વગેરે સર્વે મરાયા. **રા**મ અને **સી**તા મળયાં, ચૌદ વરસનો વનવાસ પુરો થયો હતો, તેથી તેઓ **અયોધ્યા** ગયાં. **ભ**રતે ઘણી ખુશીથી રાજ્યની લગામ તેમને સોંપી.

**અયોધ્યામાં** ઘણાં વર્ષ સુધી **રામચંદ્રજીએ** રાજ્ય કર્યું. એમની આગળના આર્ય રાજાઓ કરતાં સૌથી વધારે ખ્યાતિ એમણે મેળવી છે. એમની રાજનીતિ એવી સારી હતી, અને પ્રજા તરફ એમનો પ્રેમ એવો હતો, કે લોકો એમને દેવ તરીકે અદ્યાપિ પૂજે છે. **રામના** જીવન પરથી ઘણું શિક્ષણ મળે છે. દરેક જણે **માતાપિતાનું વચન પાળવું, અને સંકટસમયે ધીરજ રાખવી,** એ બે સાર આપણે ખાસ ગ્રહણ કરવાના છે. **સીતાના વૃત્તાંત પરથી સ્ત્રીના ધર્મ શા છે, અને પતિસેવા કેવી રીતે કરવી જોઇએ,** એ બાબતનો દરેક હિંદુ સ્ત્રીને ખ્યાલ આવે છે.

---

# ૪. મહાભારત.

## अ. પાંડવ અને કૌરવ.

**રામાયણના** સમયમાં **સૂર્યવંશી** આર્યોનાં રાજ્ય બળવાન હતાં તે તમે વાંચ્યું. તેમનું રાજ્ય **અયોધ્યામાં** હતું તે પણ તમે જાણ્યું. તે રાજ્યની પાસે **દિલ્હીની** પૂર્વે **હસ્તિનાપુરનું ચંદ્રવંશી રાજ્ય** હતું. ત્યાં **ભરત** નામના આર્ય રાજાના વંશજો રાજ્ય કરતા હતા. ભારત કુટુંબમાં **ધૃતરાષ્ટ્ર** નામે રાજા થયો. તે જન્મથી આંધળો હતો. તેથી તેણે પોતાના નાના ભાઇ **પાંડુને** રાજ્ય સોંપ્યું. ધૃતરાષ્ટ્રને સો દીકરા હતા. તેઓ **કૌરવ** કહેવાતા. તેમાં સૌથી મોટો **દુર્યોધન** હતો. **પાંડુને** પાંચ દીકરા હતા, તે **પાંડવ** કહેવાતા. પાંચ **પાંડવોમાં** મુખ્ય **યુધિષ્ઠિર, ભીમ** અને **અર્જુન** હતા. તેઓ **મહાભારતના** શૂરવીર યોદ્ધાઓ તરીકે પ્રખ્યાત છે. **પાંડવો** અને **કૌરવો** સાથે ઉછર્યા. વળી **દ્રોણાચાર્ય** નામના ગુરુએ તેમને યુદ્ધકળા શીખવી, અને વખત જતાં રાજકુંવરો શસ્ત્રના ઉપયોગમાં ઘણા પ્રવીણ થયા.

ધૃતરાષ્ટ્રે **પાંડુના પુત્ર યુધિષ્ઠિરને** ગાદીવારસ નીમ્યા, તેથી **કૌરવો પાંડવો** તરફ વેર રાખવા લાગ્યા. અંતે તેમણે તેમને મારી નાખવાની યુક્તિ રચી. **હસ્તિનાપુરથી** થોડે દૂર એક લાખનું બનાવેલું ઘર હતું. ત્યાં થોડો વખત રહેવા **કૌરવોએ** પાંડવોને કહ્યું. **પાંડવો** ત્યાં ગયા, પણ એનું પરિણામ સારૂં આવશે નહિ, એમ લાગવાથી તેમણે ત્યાં જઇ તે ઘરમાં એક સુરંગ ખોદાવી રાખી, જેથી આફતની વખતે તેમાંથી બહાર નીકળી શકાય. એક દિવસે **પાંડવોની** માતા કુંતીએ થોડા બ્રાહ્મણને જમવાને નોતર્યા, તેમાં એક સ્ત્રી અને તેના પાંચ દીકરા વગર નોતરે જમવા ગયાં. રાત પડતાં તે સ્ત્રી અને તેના પાંચ દીકરા ત્યાં ઊંઘી ગયા. પવન ઘણા જોસથી ફુંકાતો હતો. તે વખતે ઘરને આગ લાગી. સવારે છ મનુષ્યનાં હાડકાં રાખના ઢગલામાં માલુમ પડયાં, તે ઉપરથી કૌરવોએ એમ ધાર્યું કે પાંચે પાંડવો અને તેમની માતા આગમાં બળી મુઆં હશે. પરંતુ પાંડવો તો જીવતા હતા, તેઓ સુરંગમાંથી નાસી ગયા, અને બ્રાહ્મણના વેષમાં ભટકવા લાગ્યા.

જંગલમાં **પાંડવો** ભટકતા હતા, ત્યારે તેમને **વ્યાસ** નામના ઋષિનો સમાગમ થયો. તેમણે કહ્યું **પાંચાલ** દેશનો દ્રુપદ રાજા પોતાની પુત્રી **દ્રૌપદીનો** સ્વયંવર રચે છે. દ્રૌપદી ઘણી ખૂબસુરત કુમારિકા હતી. **પાંડવો** સ્વયંવરમંડપમાં ગયા; ત્યાં કૌરવો અને બીજા રાજાઓ પણ આવેલા હતા. મચ્છવેધ કરી શકે તેને દ્રૌપદી વરે, એવું નક્કી કરવામાં આવ્યું હતું. ઘણા રાજકુંવરો મચ્છવેધ કરવા તત્પર થયા, પણ કોઈથી મચ્છવેધ થયો નહિ. અંતે **અર્જુન** બ્રાહ્મણના વેષમાં આગળ આવ્યો, અને સહેલાઇથી તેણે મચ્છવેધ કર્યો.

દ્રૌપદી લઇને પાંડવો પોતાના ઘર તરફ વળ્યા. ઘરના બારણા આગળથી તેઓ બોલ્યા, કે "**અમે ભિક્ષા લઇને ઘેર આવ્યા છીએ, માટે બારણું ઉઘાડો.**" ભિક્ષુક બ્રાહ્મણને વેષે તે ફરતા

હતા, **તેથી** માત્ર હાસ્યની ખાતર તેઓ ઉપર પ્રમાણે બોલ્યા. તેમની માતાએ જવાબ આપ્યો, કે તમે જે લઇ આવ્યા છો તે સરખે ભાગે વહેંચી લો. **વ્યાસે** કહ્યું કે **દ્રૌપદી** વાસ્તે આવુંજ લગ્ન કર્મના સંજોગોથી નિર્માણ થએલું છે. આથી સઘળા સંતોષ પામ્યા, અને લગ્ન પછી **પાંડવો ઇંદ્રપ્રસ્થ** રહેવા ગયા.

**પાંડવો** તરફ **કૌરવો**ની દાઝ દિવસે દિવસે વધતી ગઈ. તેમણે સઘળા રાજાઓને એક મીજબાની આપી, અને તેમને જુગટું રમવા આમંત્રણ કર્યું. યુધિષ્ઠિરને એક ક્ષત્રિય તરીકે તે આમંત્રણનો સ્વીકાર કરવો પડયો. અંતે જુગારમાં યુધિષ્ઠિર હાર્યા. દ્રૌપદીને દરબારમાં ઘસડી લઇ જવામાં આવ્યાં, અને કૌરવોએ તેમનું અણઘટતી રીતે અપમાન કર્યું. **પાંડવો** આ સઘળું લાચારીથી ખમ્યા. પરંતુ **ભીમે** તેજ વખતે પ્રતિજ્ઞા લીધી, કે “ **હું દુર્યોધનનું અંગ ભાગીશ ત્યારે સંતોષ પામીશ.** ” આ પ્રમાણે **પાંડવોએ** ધન, રાજપાટ, સઘળું ખોયું, અને તેમને જંગલમાં ચાલ્યા જવું પડયું.

---

### ૪. મહાભારતનું યુદ્ધ.

તેર વર્ષ પછી **પાંડવોએ** તેમજ **કૌરવોએ** યુદ્ધની સામગ્રી તૈયાર કરી. **કુરુક્ષેત્ર**ના મેદાનમાં બંને સેનાઓ મળી. **કૌરવો**ના સેનાપતિ વયોવૃદ્ધ અને શુરવીર **ભીષ્મ** હતા. તે ઉપરાંત કર્ણ નામે યોદ્ધો કૌરવો સાથે રહી પાંડવો સામે લડયો. કૌરવોની સેના મોટી હતી, પરંતુ **અર્જુન** જેવો **બાણાવળી, ભીમ** જેવો **ગદાધારી,** અને **શ્રીકૃષ્ણ** જેવા **સલાહકાર** તેમની પાસે હતા નહિ. જ્યારે લડાઇ શરૂ થવાની તૈયારી થઇ, ત્યારે અર્જુન પોતાના રથમાંથી સઘળા લશ્કરને જોવા લાગ્યો, અને લડાઇમાં અનહદ મનુષ્યની હાનિ થશે, એવા વિચારથી લડાઈમાંથી લડયા વગર ચાલ્યા જવાનું તેને

મન થયું; પરંતુ **શ્રીકૃષ્ણે** **એની** સાથે વાદવિવાદ કરી એના મનનું સમાધાન કર્યું. **શ્રીકૃષ્ણ** તે વખતે જે વચનો બોલ્યા, તેજ **ભગવદ્ ગીતા**નાં વચનો છે. અઢાર દિવસ સુધી લડાઇ જોસભેર ચાલી.

પ્રથમ કૌરવોના સેનાપતિ **ભી**ષ્મ પડયા. ત્યાર પછી દ્રોણ, કર્ણ, વગેરે મહારથીઓ મરણને શરણ થયા; માત્ર ચાર કૌરવો બચ્યા. અંતે **ભી**મે દુર્યોધનને ગદાયુદ્ધમાં માર્યો. પાંડવો તે પછી હસ્તિનાપુરમાં ગયા. ત્યાં ઘણાં વર્ષ રાજ્ય કર્યા પછી તેઓ મેરુ પર્વત તરફ ચાલ્યા. દ્રૌપદી પણ સાથે હતાં. તેમની સાથે તેમનો નીમકહલાલ કુતરો પણ હતો. આ પ્રમાણે મનુષ્યલોકમાંથી પાંડવો ચાલ્યા ગયા. પર્વત ચઢતાં ચઢતાં એક પછી એક મૃત્યુને શરણ થયાં. માત્ર યુધિષ્ઠિર અને તેમનો કુતરો સ્વર્ગની નજીક આવી પહોંચ્યા; પરંતુ પોતાના ભાઇઓ, સ્ત્રી, અને કુતરા સિવાય સ્વર્ગમાં એકલા રહેવાનું એમને ઠીક નહિ લાગવાથી એમણે **નર્ક**માં રહેવાનો ઠરાવ કર્યો. અંતે આ છેલ્લી કસોટીથી સંતોષ પામી ઇંદ્ર રાજાએ બધાંને સ્વર્ગનો અધિકાર આપ્યો.

હસ્તિનાપુર રાજ્યને માટે થએલા યુદ્ધનું વર્ણન મહાભારતના માત્ર ચોથા ભાગમાં સમાઈ રહે છે. બાકીના ભાગમાં ત્યાર પહેલાંના વખતની કથા છે. તે ઉપરથી ક્ષત્રિયધર્મ કેવો હતો, ક્ષત્રિયોની શી શી ફરજો હતી, બ્રાહ્મણો કેવા વિદ્વાન હતા, તથા તેમને કેવા પ્રકારનું માન આપવું જોઈએ, વગેરેનું આપણને જ્ઞાન થાય છે. એકંદરે જોતાં **મહાભારત એ ઉત્તર હિંદુસ્તાનના શૂરવીરોના સમયનો જ્ઞાનનો ભંડાર છે.**



# ૫. પ્રાચીન હિંદુઓ અને તેમની વિદ્યા.

આશરે ઈ. સ. પૂર્વે ૧૦૦૦ થી **આર્યો હિંદુ** કહેવાવા લાગ્યા. હિંદુસ્તાનમાં તેઓ **અનાર્યો** સાથે લાંબી મુદત રહ્યાથી તેઓમાંના કેટલાક તેમની ભાષા શીખ્યા, તેમની સાથે ગાઢ સંબંધમાં આવ્યા, અને તેમની કન્યાઓ પરણી ધીમે ધીમે તેમની સાથે મળી ગયા. આ લોકોના વંશજો શુદ્ધ **આર્યો** ગણાયા નહિ, પરંતુ તેમનો એક જુદોજ વર્ગ બન્યો. **આર્યો** જેમ જેમ ઉત્તર હિંદુસ્તાનમાં પ્રસરતા ગયા, તેમ તેમ તેઓને લડાઈમાં એટલું બધું રોકાવું પડ્યું, કે જુની વેદની પૂજા તથા મંત્રો શીખવાની તેમને ફુરસદ મળી નહિ; તેથી તે કામ અમુક લોકોને સોંપવામાં આવ્યું, તે લોકો '**બ્રાહ્મણ**' કહેવાયા. જે પુરુષો જોરાવર માલમ પડ્યા, તેમને લડાઈનું કામ સોંપવામાં આવ્યું, અને તેઓ '**ક્ષત્રિય**' કહેવાયા. બાકીના લોકો જે જમીન ખેડતા, લુગડાં વણતા, તથા બીજું પરચુરણ કામ કરતા તેઓ '**વૈશ્ય**' કહેવાયા. **આર્ય અને અનાર્યના લગ્નથી ઉત્પન્ન થએલી પ્રજા જેનો જુદોજ વર્ગ બન્યો હતો. તે 'શૂદ્ર' કહેવાવા લાગ્યો.** આ પ્રમાણે પ્રથમ **ચાર વર્ણ** બની, પરંતુ કામ અને ધંધાને અનુસરીને જુદી જુદી સેંકડો જ્ઞાતિઓ બની, જે હાલ આપણે જોઇએ છીએ.

**આર્ય**ના મુખ્ય જુના દેવો **ઇંદ્ર** અને **અગ્નિ** વિસારે પડ્યા, અને એક નવો **બ્રાહ્મણ ધર્મ** બન્યો. એ ધર્મમાં **બ્રહ્મા, વિષ્ણુ, શિવ**, એ મુખ્ય દેવો મનાયા. જેમ જેમ આર્યો દક્ષિણ તરફ ફેલાતા ગયા, તેમ તેમ ધર્મ સર્વત્ર ફેલાતો ગયો. એવીજ રીતે મૂળ ભાષા **સંસ્કૃત** હતી. તે ઉપરથી જુદી જુદી હિંદુ ભાષાઓ બની, જે હાલ હિંદુસ્તાનમાં જુદે જુદે ઠેકાણે બોલાય છે. બ્રાહ્મણો વેદના મંત્રો અને સ્તુતિ ભણતા, પણ નવરાશ મળતી ત્યારે તેઓ કવિતા રચતા, કાયદા બનાવતા, અને બીજી વિદ્યાઓ શીખતા. બ્રાહ્મણોના સમયમાં **મહાભારત** તથા **રામાયણ** રચાયાં, એ આપણે પહેલાં કહી

ગયા છીએ. બ્રાહ્મણોએ પોતાની સંસ્કૃત ભાષાનાં વ્યાકરણ બનાવ્યાં. **પાણિનિ**એ તેનું પ્રથમ વ્યાકરણ લખ્યું; તેવું કોઈ ભાષામાં અદ્યાપિ લખાયું નથી. તેઓએ **ખગોળવિદ્યા, ગણિતશાસ્ત્ર**, અને બીજી વિદ્યાકળાનો સારો અભ્યાસ કર્યો. **સુમારે ઈ. સ. પૂર્વે ૧૦૦૦ થી ૩૦૦ સુધી એટલે લગભગ ૭૦૦ વર્ષનો આ કાળ 'પ્રાચીન હિંદુ સમય' અથવા "બ્રાહ્મણોની સત્તાનો સમય"** કહેવાય છે.

---

## ૬. પશ્ચિમની પ્રજાનું હિંદમાં આગમન.

### સિકંદર અને પોરસની વાર્તા.

**ગ્રીસમાં** આશરે ૨૨૦૦ વર્ષ પહેલાં **એલેકઝાન્ડર** નામે રાજા થઇ ગયો. તેને **સિકંદર** પણ કહે છે. તેના પિતાએ તેને સારી કેળવણી આપી હતી, તથા યુદ્ધકળા પણ શીખવી હતી; તેથી તે એક ઘણો બહાદૂર લડવૈયો થયો હતો. ઇ. સ. પૂર્વે ૩૩૪ ની વસંત ઋતુમાં ૬૦૦૦ માણસનું લશ્કર લઈ **ઇરાન**ના રાજા સાથે લડાઈ ચલાવવા તે પોતાના દેશમાંથી નીકળ્યો. પોતાની માતાની આજ્ઞા લેતી વખતે પોતાની પાસેના સઘળા પૈસા તેણે તેને આપી દીધા, અને કહ્યું કે **'માતાજી, માત્ર આશા અને ઉદ્દેશ મારી સાથે લઇ જવા હું માગું છું. એ સાથે હશે, તો પછી ગમે તેવું કઠણ કામ હું પાર પાડી શકીશ."**

**ઇરાન**માં સખત લડાઈ લડયા પછી પોતાના લશ્કરને આરામની જરૂર હતી, તેથી ત્રણ વર્ષ સુધી પડાવ નાખી તે ત્યાં રહ્યો. ત્યાર પછી **અફઘાનિસ્તાન**માં આવેલા **બકિટ્રઆ** તરફ તેણે આગળ વધવા માંડયું. પોતાના નામ ઉપરથી ત્યાં એક શહેર વસાવ્યું. અંતે આગળ વધતાં તેનું લશ્કર છેક સિંધુ નદી આગળ આવી પહોંચ્યું. **અટક** શહેર આગળ હોડીઓનો પૂલ બાંધી તેઓએ તે નદી ઓળંગી,

અને **તેક્ષિલા** શહેર આગળ તેઓએ પડાવ નાખ્યો. ઉનાળાની ગરમી સખત પડતી હતી, અને સિપાઇઓ બળ્યાઝળ્યા પોતાના સરદાર સાથે રણમાંથી પસાર થતા હતા, તેવામાં કોઇ એક માણસે **એલેકઝાન્ડરને** પાણી આપ્યું; પરંતુ પોતાના સિપાઇઓ તરસથી મરતા હતા, તે પ્રસંગમાં પોતે એકલાએ પાણી પીવું તે એને ઠીક લાગ્યું નહિ, તેથી તેણે પાણી ઢોળી નાખ્યું. એક ઇતિહાસલેખક કહે છે, " **જાણે ઢોળી નાખેલા પાણીએ સર્વની તરસ મટાડી હોય. તેમ આ કૃત્યને પરિણામે આખું લશ્કર તાજું થઈ ગયું.**"

**તેક્ષિલામાં** થોડો વખત ગાળ્યા પછી **ઝેલમ** નદીને પેલે પાર **પંજાબમાં** **પોરસ** ( પુરુ વિક્રમ ) રાજા રાજ્ય કરતો હતો, તેની સાથે લડવા તે નીકળ્યા. ઝેલમ નદીમાં તે વખતે રેલ આવેલી હતી. કોઇ સાધારણ લડવૈયા હોત, તો પાનખર ઋતુની રાહ જોઈ ત્યાં બેસી રહેત, પરંતુ **સિકંદરે** એમ કર્યું નહિ. કામ જેમ મુશ્કેલ તેમ તેનો ઉત્સાહ વધારે હતો. પોતાની હોડી, તરાપા વગેરે પોતાના પડાવથી તેણે ૧૬ માઇલ દૂર રાખી મૂકયાં હતાં. વરસાદ ધોધમાર વરસતો હતો, તે વખતે તેણે નદી ઓળંગી. હિંદુસ્તાનનું અને **ગ્રીસનું** લશ્કર સામસામું આવી ઉભું રહ્યું. **પોરસે** પોતાના પુત્રને ૨૦૦૦ ઘોડેસવાર અને ૧૨૦ રથ સાથે પ્રથમ રણસંગ્રામમાં મોકલ્યો; પણ તે હારવાની અણી પર આવ્યો, એટલે પોતાનું મોટું લશ્કર લઇને તે પંડે તેની મદદે ધાયો. ૨૦૦ હાથી અને ૩૦,૦૦૦ પાયદળ લડાઈના મેદાનમાં તેણે ગોઠવી દીધું, પરંતુ ગ્રીક લોકો **પોરસના** લશ્કર કરતાં અનુની અને જોરાવર હતા, તેથી અંતે **પોરસ** રાજા હારી ગયો.

**પ્લુટાર્ક** નામનો ગ્રીક લેખક લખે છે, કે લડાઇના ગુંચવાડામાં **પોરસના** હાથીઓએ દુશ્મનના લશ્કર કરતાં પોતાના લશ્કરને વધારે નુકસાન કર્યું. તેઓ ગાંડા થઇ આમતેમ નાસવા લાગ્યા. જે કોઈ તેમના સપાટામાં આવ્યા, તે સઘળા ચગદાઇ ગયા. અંતે પોરસ રાજા ઘવાયો, અને કેદ પકડાયો. **પોરસના** હાથીએ પોતાના

માલિકની બહુ સેવા બજાવી. પોતાની બનતી કોશીશથી તે તેને દુશ્મનના હલ્લામાંથી બચાવી લેતો. અંતે જ્યારે એને એમ માલુમ પડયું કે રાજાના શરીરમાં અસંખ્ય તીરો ભોકાઇ ગયાં છે, ત્યારે તે ધીમેથી ઘુંટણીએ પડયો, અને પોતાની સુંઢથી સઘળાં તીરો કાઢી નાખ્યાં. **પોરસને એલેકઝાન્ડર** પાસે જ્યારે કેદી તરીકે લઇ જવામાં આવ્યો, ત્યારે તેને ગ્રીક રાજાએ પૂછયું, કે **"મારે તમારી સાથે કેવી રીતે વર્તવું?" પોરસે જવાબ આપ્યો. "એક રાજા તરીકે." એલેકઝાન્ડર** આ જવાબથી બહુ ખૂશ થયો, અને તેને છુટો કરી પહેલાંની પેઠે રાજ્ય કરવા દીધું.

**સિકંદરને** આગળ વધવા ઘણી ઉમેદ હતી: પરંતુ તેના સિપાઇઓ સ્વદેશ પાછા વળવા ઘણા આતુર હતા, તેથી તે ઘર તરફ રવાના થયો. રસ્તે **બેબિલોન** શહેરમાં તે મરણ પામ્યો. તેના મરણ પછી **ગ્રીક** રાજાઓએ **અફઘાનિસ્તાન** અને **પંજાબમાં** ઘણાં વર્ષ સુધી રાજ્ય કર્યું, પરંતુ **ગ્રીક** લોકોની **હિંદમાં** આવેલી સંખ્યા બહુ થોડી, તેથી તેઓ ધીમે ધીમે **પંજાબના** લોક સાથે મળી ગયા. ત્યાર પછી **ગ્રીક** તરીકેનો તેમનો ઇતિહાસ બંધ પડયો.

---

## ૭. બુદ્ધ: તેણે ફેલાવેલો ધર્મ અને શિક્ષણ.

આપણે આગળ કહી ગયા તે પ્રમાણે '**પ્રાચીન હિંદુ સમય**' માં બ્રાહ્મણોના હાથમાં બહુ સત્તા હતી, ધર્મ સંબંધી જ્ઞાન તેઓ પોતેજ મેળવતા, અને તે જ્ઞાન બીજા લોકોને આપતા નહિ. પરિણામે લોકોમાં ધર્મ સંબંધી વાદવિવાદ ચાલવા લાગ્યા. એ અરસામાં એટલે ઈ. સ. પૂર્વે ૪૮૦ માં **કપિલવસ્તુ** નામના નગરમાં એક ક્ષત્રિય રાજાને ત્યાં **ગૌતમ** નામે રાજકુંવરનો જન્મ થયો. પાછળથી તે **બુદ્ધ** કે **સિદ્ધાર્થ** નામથી ઓળખાયા. ઓગણીસ વર્ષની ઉંમરે તેનાં લગ્ન કરવામાં આવ્યાં, ને ટુંકામાં કહીએ તો તેની શરૂઆતની જિંદગી સંસારી સુખ અને મોજમઝામાં પસાર કરાવવામાં આવી હતી.

**ગૌતમ ઘણો વિચારવંત હતો. તેનું હૃદય માયાળુ હતું. સઘળાં પ્રાણી તરફ સમાનદૃષ્ટિથી તે જોતો હતો.** શિકાર કરતાં તેનું હૃદય ભરાઈ આવતું. પોતાના વહાલા સારથિ ચના સાથે રથમાં બેસી તે બહાર ફરવા નીકળ્યો. તેણે કંમરેથી બેવડા વળી ગએલા એક વૃદ્ધ પુરુષને રસ્તામાં જોયો. તેને એના ઉપર દયા આવી અને એકદમ રથ અટકાવ્યો, અને તે અપંગ ડોસાને તેણે કાંઇક બક્ષિસ આપી. વળી કોઈ બીજે પ્રસંગે એક માણસ ભયંકર રોગથી પિડાતો હતો, તેના પર ગૌતમની દૃષ્ટિ પડી. દરેક મનુષ્ય તે માંદા માણસથી દૂર રહેતો, અને તેનો સ્પર્શ થાય નહિ તે માટે બનતી તજવીજ કરતો. આથી ગૌતમને બહુ લાગી આવ્યું, અને આ ખૂશનુમા જગતમાં રોગ શા માટે પેદા થાય છે તે સંબંધી તે વિચાર કરવા લાગ્યો. અંતે એક સંન્યાસી કે જેણે આ દુનિયાની મોજમઝા મૂકી દીધી હતી તે ગૌતમને મળ્યો. **તે વખતે એને દેહકષ્ટ. તપ. અને ઉપવાસની ખુબી વિષે કાંઇક ભાન થયું.**

બહાર ફરી ઘેર આવ્યા પછી પોતાને ત્યાં પુત્રનો પ્રસવ થયો છે એવી વધામણી ગૌતમને આપવામાં આવી, તે વખતે માત્ર તે એટલુંજ બોલ્યો, કે **"મને એક બીજી જંજાળ વળગી; તેમાંથી મારે છૂટવું પડશે."** રાત્રે તે સૂતો. પરંતુ મધ્ય રાત્રે ઉઠયો. પોતાની વહાલી સ્ત્રી તથા બાળક પર એક વાર છેલ્લી દૃષ્ટિ નાખી, ઘોડા પર બેસી પોતાના સારથિ સાથે તે બહાર નીકળી પડયો. સારાં વસ્ત્ર. અલંકાર શરીર પરથી કાઢીને તેણે ચનાને આપી દીધાં, અને કહ્યું કે "દેહકષ્ટ અને તપ કરવાના હેતુથી અને શાંતિનો ખરો માર્ગ શોધવાને માટે હું ઘરબાર છોડી નીકળ્યો છું" એવું મારા પિતાજીને તું કહેજે.

ગૌતમ તે પછી બ્રાહ્મણો પાસે તેમના શિષ્ય તરીકે થોડો વખત રહ્યો. પરંતુ તેઓ સુખ અને શાંતિનો ખરો માર્ગ તેને બતાવી

શકયા નહિ, તેથી **વિંધ્યાચળનાં** જંગલોમાં તેણે ૭ વર્ષ ગાળ્યાં. તપ અને દેહદમનથી પોતાનું શરીર ગાળી નાખ્યું, પણ આખરે તેને એમજ લાગ્યું કે આમ કરવાથી હું જાતે સુખી થઈશ નહિ, તેમજ બીજાને સુખનો ખરો માર્ગ બતાવી શકીશ નહિ; તેથી સાધારણ મનુષ્યની માફક તેણે ખાવા પીવાનું શરૂ કર્યું. એક દિવસે **ગૌતમ** પીપળાના ઝાડ તળે બેઠો હતો, ત્યાં વિચારમાં ઘણો લીન થઇ ગયો. તે બોલી ઉઠયો, કે "મને જ્ઞાન થયું છે. નિર્વાણ તથા શાંતિનો ખરો માર્ગ મને સૂઝયો છે. શાંતિના ખરા માર્ગ પર બીજાઓને દોરવાને મારે નીકળવું જોઈએ." તે ઠામઠામ ફરવા લાગ્યો, અને જે માણસો તેની પાસે આવ્યા. તેમને ધર્મ સંબંધી ઉપદેશ કરવા લાગ્યો. આ પ્રમાણે તેના કેટલાક શિષ્યો થયા. સઘળા સાથે તે રાજમહેલમાં ગયો. ત્યાં રાજા અને રૈયતે તેનો નવો ધર્મ સ્વીકાર્યો. **ગૌતમના** પિતાએ જ્યારે જાણ્યું ,કે પોતાનો પુત્ર ઘેર ઘેર ભિક્ષા માગી પોતાનો નિર્વાહ કરે છે, ત્યારે તેણે તેને પોતાની પાસે બોલાવ્યો, અને કહ્યું કે "જે ઉચ્ચ કુટુંબમાં હું જન્મ્યો. તે કુટુંબમાં શું તું જન્મ્યો નથી? આપણા વંશજોએ કોઇ પણ દિવસ ભિક્ષા માગી પેટ ભર્યું છે? પરંતુ **બુદ્ધ** નમ્રતાથી જવાબ આપ્યો, કે "વહાલા પિતાજી. મારી પાસે અમૂલ્ય ખજાનો છે: તેનો ભંડાર આપ આગળ મૂકવા રજા આપો.

આ નવો ધર્મ બ્રાહ્મણોને પસંદ પડયો નહિ. **બૌદ્ધ ધર્મ પ્રમાણે બધાં મનુષ્ય સરખાં છે. અને સર્વ પોતાના કર્મ પ્રમાણે સુખ પ્રાપ્ત કરી શકે છે.** બ્રાહ્મણોને આ ગમ્યું નહિ. તેઓના મત પ્રમાણે બળિદાન આપવાનો અધિકાર તેમનોજ હતો. તેઓ બીજા વર્ણના લોકને અજ્ઞાન રાખતા હતા. તેથી બૌદ્ધ ધર્મ તરફ તેઓ તિરસ્કારથી જોવા લાગ્યા, પરંતુ બુદ્ધની જિંદગીમાં લાખો હિંદુઓ તેના ધર્મમાં દાખલ થયા, અને ૭૦૦ વર્ષ સુધી **હિંદુસ્તાનનો મુખ્ય ધર્મ બૌદ્ધ ધર્મ** રહ્યો. બુદ્ધના મરણ પછી સેંકડો વર્ષ સુધી તે

ધર્મના લોકોએ તેને દેવ તરીકે પૂજ્યો, અને ઠામઠામ તેની મૂર્તિ સ્થાપી. હાલ જો કે હિંદુસ્તાનમાંથી એ ધર્મ નાબુદ થઈ ગયો છે, તોપણ **ચીન**, **સિલોન**, **બ્રહ્મદેશ** વગેરે દેશોમાં તેના અનુયાયીઓ ઘણા માલમ પડે છે.

બૌદ્ધ ધર્મના મુખ્ય સિદ્ધાંતો નીચે પ્રમાણે છેઃ—

**(૧) સર્વ મનુષ્ય સરખાં છે. (૨) સર્વ મનુષ્યો પોતાનાં સારાં કામથી મોક્ષ કે નિર્વાણ પામી શકે છે. (૩) દરેક જણ સદ્‌ગુણી થઇ પાપ તજવું, અને અંતઃકરણ નિર્મળ રાખવું. (૪) પ્રાણિમાત્ર તરફ ભલા અને દયાળુ થવું. (૫) કોઇ તરફ ઘાતકી થવું નહિ, કે કોઇને ઇજા કરવી નહિ.**

---

## ૮. બૌદ્ધ સમયના મહાન રાજાઓ.

### अ. ચંદ્રગુપ્ત.

હાલ જે પ્રદેશ **બહાર** કહેવાય છે, ત્યાં પ્રાચીન હિંદુ સમયમાં **મગધ**નું રાજ્ય ઘણું પ્રસિદ્ધ હતું. **બુદ્ધના** વખતમાં **બિંબિસાર** નામે રાજા **મગધ**માં રાજ્ય કરતો હતો. તેણે **બૌદ્ધ** ધર્મ સ્વીકાર્યો હતો. તેના પછી ત્યાં **ચંદ્રગુપ્ત** રાજા થયો. તેણે મોટું લશ્કર એકઠું કર્યું, અને પોતાના રાજ્યનો વિસ્તાર ઘણો વધાર્યો. એના રાજ્યની હદ પૂર્વે અને પશ્ચિમમાં **બંગાળા**ના ઉપસાગરથી તે **અરબી** સમુદ્ર સુધી, અને દક્ષિણમાં **નર્મદા** નદી સુધી બંધાઈ; આથી એને હિંદુસ્તાનના પહેલા શહેનશાહનું નામ આપ્યું છે.

**ચંદ્રગુપ્ત** રાજાના વખતમાં **સિકંદરનો સેનાપતિ સેલ્યુકસ ગંગા** નદી સુધી આવી પહોંચ્યો. તેની અને **ચંદ્રગુપ્ત**ની વચ્ચે એક મહાન યુદ્ધ થયું. **સેલ્યુકસ**ને પાછા હઠવું પડ્યું, અને **ચંદ્રગુપ્ત**ના ૬૦૦ હાથીના બદલામાં હાલ જ્યાં **કાબુલ**, **કંદહાર**, અને **હેરાત** આવેલાં

છે. ત્યાંના પ્રાંતો તેને આપવા પડયા. આમ છતાં **ચંદ્રગુપ્તે** પોતાના દરબારમાં તેનો એલચી મોકલવાની પરવાનગી આપી. **મેગેસ્થિનિસ** નામનો ગ્રીક એલચી એના દરબારમાં આઠ વર્ષ રહ્યો. તેણે હિંદુ-સ્તાન વિષે એક પુસ્તક લખ્યું હતું. તે કહે છે, કે **હિંદુસ્તાનના લોક સાદા અને કરકસરવાળા છે, તેમજ તેઓ વ્યવસ્થા સારી રાખી જાણે છે. વળી ત્યાં ચોરી તો ભાગ્યેજ થાય છે. અને તેઓ એવા તો વિશ્વાસુ અને સાચા છે, કે એક બીજાને ત્યાં થાપણ મૂકતાં સહી, સિક્કા અને સાક્ષીઓની જરૂર પડતી નથી. તેઓ વિદ્વાનોને સૌથી વધારે માન આપે છે, અને સાથે સાથે ખેડુતની બહુ સારી સંભાળ લે છે. રાજા ન્યાયાસન પર બેસે છે. ત્યારે આખો દિવસ લાગ-લાગટ કામ કર્યા કરે છે."** દેશની નિકાસ વિષે લખતાં તે કહે છે, કે "રાજાના દરબારમાં સોનાનાં વાસણો વપરાતાં હતાં. રાજા જવાહીર અને સારી મજલીન પહેરતો." વળી વધારામાં તે કહે છે, કે માણસ અને જાનવરની લડાઈ કરવામાં આવતી. રાજા શિકાર કરતો, અને તીરકામઠાનો ઉપયોગ જાણતો હતો. રાજા પોતાનાં સગાં-વહાલાં મારી નાખી ગાદીએ આવ્યો હતો, તેથી દિવસે ઊંઘતો નહિ અને રાત્રે સુવાનો વખત થાય ત્યાં સુધી કયા ઓરડામાં સૂવું તે નક્કી કરતો નહિ. ચંદ્રગુપ્ત ચોવીસ વર્ષ રાજ્ય કરીને ઈ. સ. પૂર્વે ૨૯૭ માં મૃત્યુ પામ્યો. તેના પછી તેનો છોકરો તેની ગાદીએ આવ્યો. પરંતુ પોતાના મહાન પિતા અને તેથી પણ વધારે ખ્યાતિ મેળવનાર મહાપુત્રથી તે ઢંકાઇ ગયો. તેના રાજ્યમાં ખાસ જાણવા લાયક બીના નથી."

---

## ૫. અશોક.

**ચંદ્રગુપ્ત** યુદ્ધકળામાં નિપુણ હતો. તેજ પ્રમાણમાં તેનો પૌત્ર **અશોક** શાંત સ્વરૂપે હતો. **કાશ્મીર** અને **નેપાલ** સહિત ઉત્તર **હિંદુસ્તાનમાં** તેણે રાજ્ય કર્યું, અને ધીમે ધીમે દક્ષિણ **હિંદુસ્તાનના** થોડા ભાગમાં પોતાની સત્તા બેસાડી. એક મહાન સામ્રાજ્યનો એ ખરેખર **શહેનશાહ** હતો. **ઓરિસ્સા** ઉપર તે ચડાઇ લઇ ગયો. વિગ્રહ ત્રણ વર્ષ ચાલ્યો, લાખો માણસો મરાયાં, અને યુદ્ધ પુરૂં થતાં પહેલાં સઘળો પ્રદેશ ઉજ્જડ થઇ ગયો. આથી એનું હૃદય ભરાઈ આવ્યું, અને **બૌદ્ધ ધર્મ** તરફ તેનું મન વળ્યું. અંતે તેણે **બૌદ્ધ** ધર્મ સ્વીકાર્યો, અને સાધુનાં કપડાં પહેર્યાં.

**અશોકે** જુદી જુદી આજ્ઞાઓ ઘડી, અને આખા **હિંદમાં** જુદે જુદે સ્થળે સ્તંભો પર કોતરાવી. એના એક લેખમાં એવું લખ્યું છે, કે **"દયાથી જીત મેળવવી એ શ્રેષ્ઠ છે."** આવા સ્તંભો હાલ પણ દેખાય છે. એક **અલાહાબાદમાં**, બીજો **જગન્નાથપુરીમાં** અને ત્રીજો **જુનાગઢમાં ગિરનાર** પાસે છે.

પોતાના રાજ્યના અગિઆરમા વર્ષમાં **બૌદ્ધ** ધર્મ રાજ્યધર્મ તરીકે સ્વીકારાય એવી તેની ઈચ્છા થઈ. કહેવા કરતાં કરી બતાવવાથી વધારે અસર થાય છે, એમ સમજી પીળો ઝભ્ભો પહેરી ખોરાક વાસ્તે ઘેર ઘેર ભટકી તે ભિક્ષા માગવા લાગ્યો. આની અસર રૈયત પર ઘણી થઇ, અને તેમનામાંના ઘણાએ **બૌદ્ધ** ધર્મ સ્વીકાર્યો. એ ધર્મ ફેલાવવાને માટે દક્ષિણ **હિંદુસ્તાન** અને **સિલોનમાં** **અશોકે** સાધુઓ મોકલ્યા. ત્યાં તેમણે એ ધર્મ ફેલાવ્યો.

દર ત્રણ કે પાંચ વર્ષે એક સભા બોલાવવી એવું **અશોકે** નક્કી કર્યું. તે સભામાં **બૌદ્ધ** ધર્મના સિદ્ધાંતો સઘળાને સમજાવવા માટે તેણે ઉપદેશકો નીમ્યા. કેટલાંક સૈકાં પછી **બૌદ્ધ** ધર્મની પવિત્ર જગાની મુલાકાતે **ચીનથી** કેટલાક ધાર્મિક પુરુષો આવ્યા.

આ યાત્રાળુમાં **ફા–હ્યાન** નામનો એક પુરુષ ઇ. સ. ૪૦૦ મા હિંદુસ્તાનમાં આવ્યો. **રાવલપિંડિમાં** જ્યાં **અશોક**ના પુત્રના સ્મરણાર્થે એક સ્તંભ બાંધેલો હતો, ત્યાં આગળ ફરતાં ફરતાં તે આવી ચઢયો. **બૌદ્ધ** ધર્મની અસર લોકો પર કેટલી મજબુત હતી, તે નીચે આપેલી તેની વાર્તા ઉપરથી સમજાશે.

**અશોક**ને **કનલ** નામનો પુત્ર હતો. તે પુત્રની માતાના મરણ પછી રાજા બીજી સ્ત્રી સાથે પરણ્યો. પુત્ર ઉપર રાજાનો અત્યંત પ્રેમ જોઈ નવી રાણીને ઇર્ષા થઇ, અને અંતે તેને મારી નાખવાના નિશ્ચય પર આવી. પ્રથમ તો રાજાને સમજાવી **તક્ષિલા**ના સુબા (ગવર્નર) તરીકે તેને દુર મોકલાવી દીધો, પણ થોડા વખત પછી રાજાના નામથી કુંવરના પ્રધાન ઉપર રાણીએ એક પત્ર લખ્યો. તેમાં લખ્યું કે "તમારે કુંવરની આંખો કાઢી નાખવી, અને ઉજ્જડ અરણ્યમાં ભૂખ અને તરસથી રવડીરઝળીને મરી જાય. એમ તેની સ્ત્રી સાથે મૂકી આવવો.

પ્રધાનને કાગળ મળતાં હુકમ બજાવવામાં આવ્યો, અને કુંવર અંધ થઇ જંગલમાં રખડતો થઇ ગયો. ફરતાં ફરતાં તે પોતાના પિતાના પાટનગર **પાટલિપુત્ર**માં (પટણા) આવી પહોંચ્યો. મહેલ આગળ આવતાં તે બોલ્યો, કે "એક વખત હું રાજાનો કુંવર હતો: હાલ હું ભિખારી છું. હું પોતે કોણ છું અને કેવો નિર્દોષ છું. તે મારા પિતા આગળ જાહેર કરી શકું તો કેવું સારૂં." આ વિચારથી એક વાંસળી લઇ જે ગાયન તેના પિતાને ઘણું પ્રિય હતું તે વગાડવા લાગ્યો. વાંસળીનો નાદ સાંભળતાંજ પિતાનું હૃદય આકુળ-વ્યાકુળ થઇ ગયું. તેણે ગાનારને પોતાની પાસે બોલાવ્યો. જોતાંને વાર પોતાના પુત્રને તેણે ઓળખ્યો. પુત્રે સઘળી બીના પિતાને કહી, અને પોતાનું નિર્દોષપણું જાહેર કર્યું. રાજા ઘણો ગુસ્સે થયો, અને તેણે પોતાની રાણીને શિક્ષા કરી.

પુત્ર અંધ હતો તેથી રાજાને ઘણો સંતાપ થયા કરતો હતો. ઘોષ નામનો એક **બૌદ્ધમાર્ગી** સાધુ હતો, તેની પાસે તે પોતાના પુત્રને લઈ ગયો. તે સાધુએ **બૌદ્ધમાર્ગીઓની** એક સભા બોલાવી, અને એવો સારી રીતે ઉપદેશ આપ્યો કે સઘળા શ્રોતાજનોની આંખમાંથી દડદડ આંસુ ટપકવા લાગ્યાં. સોનાના વાસણમાં તેણે આંસુ ઝીલી લીધાં. પછી ઘોષ બોલ્યો, "**ગૌતમ બુદ્ધ** વિષે મ વ્યાખ્યાન આપ્યું છે તે સત્ય હોય, તો આ આંસુ વડે **કનલની** આંખો ધોવાથી તે પ્રકાશિત થશે." થયું પણ તેમજ; કુંવરે આંખ ઉઘાડી, અને ઘોષનો તેણે અંતઃકરણપૂર્વક આભાર માન્યો.

**અશોકે** **બૌદ્ધ** ધર્મ વાસ્તે ઘણું કર્યું. **બુદ્ધ** અથવા તેના મહાન **અનુયાયીઓની** હાડકાંની રજ ઉપર ઠેકાણે ઠેકાણે ઘુમટો બંધાવ્યા. તેણે ૪૦ કે ૫૧ વર્ષ રાજ્ય કર્યું. તે કયારે, કેવી રીતે, અને કયાં મરી ગયો તે આપણે જાણતા નથી, પરંતુ એટલું તો જાણીએ છીએ, કે તે એક મહાન રાજા થઇ ગયો, અને પોતાના રાજ્યને સલાહ-શાંતિમાં મૂકી ગયો.

**અશોકના** મૃત્યુ પછી **મૌર્ય** ( **ચંદ્રગુપ્તે** સ્થાપેલું ) રાજ્ય વિષે આપણને ઘણી થોડી માહીતી મળે છે. પશ્ચિમના **ગ્રીક** રાજાઓ અને દક્ષિણના હિંદુઓ સાથે તે રાજ્યને ઘણી લડાઈઓ થઈ હતી, તે આપણે જાણીએ છીએ. કેટલાક જમાના પછી **મૌર્ય** વંશનું નામનિશાન કશું રહ્યું નહિ.

---

## ૯. મહાવીર સ્વામી.

ઇ. સ. પૂર્વે પાંચસે છસેં વર્ષ ઉપર જે સમયે **ગૌતમ બુદ્ધે** પોતાનો ઉપદેશ ચલાવ્યો, તે સમયે **મહાવીર સ્વામીએ** અસલના જૈન ધર્મમાં સુધારો કર્યો. તે **જૈનોના** **ચોવીસમા** **તીર્થંકર** કહેવાય છે. જૈન શબ્દ '**જિન**' ઉપરથી થયો છે. "જિન" એટલે જીતનાર,

આ સંસારરૂપી મોહનો ગઢ જીતનાર: જિન ઉપરથી તેમના અનુયાયીઓ **જૈનો** કહેવાય છે.

જે ભાગમાં તે મુખ્યત્વે ફર્યા, તે ભાગ એમના વિહરવા ઉપરથી **બિહાર** નામે ઓળખાય છે.

**મહાવીર સ્વામી વર્ધમાન** નામના એક ક્ષત્રિય **રાજકુમાર** હતા. નાનપણથીજ એમના મનની વૃત્તિ વૈરાગ્યવાળી હતી; પરંતુ સ્નેહાળ માતપિતાનો ત્યાગ કરી એકદમ દીક્ષા ગ્રહણ કરવાનું ઉચિત ધાર્યું નહિ, પણ માતાપિતાના ગુજરી ગયા પછી પોતાના વડીલ બંધુની અનુમતિ લઇ ત્રીસ વર્ષની વયે તેઓ સાધુ થયા. દીક્ષા લીધા પછી બાર વર્ષ તપમાં ગાળી કૈવલ્યજ્ઞાન પામ્યા, અને ત્રીસ વર્ષ સુધી તેમણે ઉપદેશ કર્યો. તેમના અનુયાયીઓમાં **શ્વેતાંબર** અને **દિગંબર** એવા બે પંથ પડયા છે. જૈન ધર્મનો મુખ્ય સિદ્ધાંત **અહિંસા** છે. તેઓ **કર્મ, પુનર્જન્મ, આત્મા,** અને **નિર્વાણ**ને માને છે. પ્રાણીઓનું રક્ષણ કરનારી પાંજરાપોળો મોટે ભાગે જૈન ઉદારતાને આભારી છે. **જૈન કોમ વ્યાપારી અને શાંતિપ્રિય છે.**

જૈનોએ પોતાનાં પવિત્ર તીર્થો પર્વતો ઉપર વસાવ્યાં છે. તેમાં **આબુ** ઉપરનાં મંદિરોનું કોતરકામ પ્રેક્ષકોનાં મનને હેરત પમાડે છે. **શેત્રુંજય, સમેતશિખર, તારંગા, ગિરનાર** વગેરે તેમનાં જાત્રાનાં સ્થળો છે. જૈન સાધુઓએ પ્રાચીન કાળમાં **સંસ્કૃત** તથા **પ્રાકૃત** ભાષાઓને પોષણ આપ્યું છે, અને મધ્ય કાળથી છેક સાંપ્રત કાળ સુધી રાસા અને કાવ્યો રચીને ગુજરાતી ભાષાને સમૃદ્ધ બનાવી છે. હાલમાં હિંદના જુદા જુદા ભાગમાં મળી જૈનોની વસ્તી ૧૩ લાખની છે.

---

## ૧૦. ગુપ્ત વંશ.

### अ. વિક્રમાદિત્ય અને ફા–હ્યાનની મુસાફરી.

ઇ. સ. ૩૦૮ માં **ગુપ્ત** વંશનો પહેલો રાજા **ચંદ્રગુપ્ત** થયો. **મૌર્ય** વંશના સ્થાપનાર ચંદ્રગુપ્ત ઉપરથી તેણે એ નામ ધારણ કર્યું. તેણે પોતાનું રાજ્ય ઘણું વધાર્યું. ઇ. સ. ૩૭૫ માં તેનો પુત્ર

ગાદીએ આવ્યો. હિંદુ જમાનો જે **'નવીન હિંદુ યુગ'** કહેવાય છે, તેની શરૂઆતમાં તે થઈ ગયો. તે સૂર્ય જેવા પરાક્રમવાળો હતો, તેથી તેને **વિક્રમાદિત્ય** કહે છે. તેનું રાજ્ય **માળવામાં** હતું. **કાઠિઆવાડમાં** વાસો કરી રહેલી **શક** જાતોને તેણે હાંકી કાઢી. એના વખતમાં બીજા દેશના સિક્કાઓ અને પરદેશી માલ આવવા લાગ્યો, અને નવીન વિચારો પણ એનાજ વખતમાં ફેલાયા.

**ફા–હ્યાન** કરીને એક **ચીન**નો વતની **બુદ્ધ**ના મઠોની યાત્રા કરવા આ વખતે **હિંદ**ના પ્રવાસે નીકળ્યો. એ યાત્રાળુએ આ સમયનું વૃત્તાંત લખ્યું છે. **બૌદ્ધ** ધર્મ નાબુદ થયો હતો, અને હિંદુ ધર્મ પાછો સતેજ થયો હતો, તે જોઈ તેને ઘણો ખેદ થતો. પરંતુ લોકોમાં હજી દયા અને હેતભાવ કાયમ રહ્યાં હતાં તે જોઇ તે ઘણો ખુશી થયો. તે કહે છે કે આખા દેશમાં કોઇ પણ જાતની હિંસા થતી દેખાતી નથી. ઘણે સ્થળે નિર્ધન અને અનાથ વાસ્તે આશ્રમો માલમ પડે છે; ત્યાં તેમની બરદાસચાકરી ઘણી કાળજીથી કરવામાં આવે છે. તે ઉપરાંત એ પ્રવાસીએ **વિક્રમાદિત્ય**ના દરબારની પણ નોંધ લીધી છે. તેના કહેવા પ્રમાણે રાજાના દરબારમાં ઘણા કવિ અને પંડિતો હતા. એ વિદ્વાનોમાં નવ ઘણા પ્રખ્યાત હતા. તેઓ **વિક્રમનાં 'નવ રત્ન'** તરીકે જાણીતા થયા છે. **કાળિદાસ** નામે કવિ ઘણોજ વિદ્વાન હતો. **શાકુન્તલ, રઘુવંશ, મેઘદૂત** વગેરે ઘણાં ઉત્તમ કાવ્યો તેણે રચ્યાં છે. રાજા **વિક્રમાદિત્ય**ના જમાનામાં સંસ્કૃત ભાષા ઘણી ઉચ્ચ સ્થિતિએ પહોંચી હતી. વિદ્વાનોએ ખગોળ-વિદ્યાનો ઘણો સારો અભ્યાસ કર્યો, અને સારાં સારાં પુસ્તકો લખ્યાં. **પંચતંત્ર**ની વાર્તાઓ પણ આજ જમાનામાં લખાઈ. આ રાજાના જીવનને લગતી બીજી ઘણી વાર્તાઓ હાલ **હિંદ**ના દરેક ગામમાં કહેવાય છે, તે **વિક્રમાર્કની** વાર્તાને નામે મશહુર છે.

આ રાજા ક્યારે થયો તે નિશ્ચિત સાલ આપણે જાણતા નથી, પણ શુમારે ઇ. સ. ૫૦૦ માં એનું રાજ્ય હતું. એ **માળવાનો**

સૌથી વધારે પ્રખ્યાત રાજા હતો. ક્ષત્રિય રાજાઓ **માળવામાં** ઇ. સ. પૂર્વે ૫૬ માં આવ્યા, તે સમય દર્શાવનાર એક જુનો શક હાલ ચાલુ છે. તેને '**વિક્રમ સંવત્**' કહે છે. **વિક્રમ** ઘણો બળવાન તથા શૂરવીર રાજા હતો. તેની પહેલાં કે પછી તેના જેવો ન્યાયાધીશ કોઈ થયો નથી. ન્યાય આપવામાં તે કદી પણ ભૂલ કરતો નહિ. તેના મરણ પછી ઘણે કાળે તેનું ધર્માસન **ખંડેરમાંથી** નીકળી આવ્યું. એવી કથા ચાલે છે, કે કેટલાક છોકરાઓ જ્યાં ધર્માસન દટાએલું હતું ત્યાં રમતા હતા. રમતમાં છોકરાઓ એક બીજાને ન્યાય આપવા લાગ્યા. તેઓ ન્યાય એવો તો વાજબી આપતા કે સઘળા ચકિત થતા. આનું કારણ શું હશે તેની તપાસ કરતાં માલમ પડી આવ્યું, કે જે ટેકરી ઉપર ન્યાય કરનાર છોકરો બેસતો હતો. તેની નીચે **વિક્રમ** રાજાનું ધર્માસન દટાએલું હતું. તે સિંહાસનમાં એવું બળ હતું કે નિર્દોષ નાના છોકરાઓમાં સદ્‌બુદ્ધિ આવતી, અને ખરૂં ખોટું પારખવાની શક્તિ તેમનામાં પેદા થતી. આ વાર્તા ઉપરથી સાર એટલોજ લેવાનો કે **વિક્રમાદિત્ય** ઘણો ન્યાયી રાજા હતો.

**વિક્રમ** રાજા પછી તેના વંશજોએ દક્ષિણમાં લડાઈ જારી રાખી, પરંતુ તે લડાઇમાંથી તેઓ નિવૃત્ત થયા નહિ, એટલામાં **હૂણ** લોકોનાં ટોળેટોળાં હિંદુસ્તાનના વાયવ્ય ખુણામાંથી ઉતરી આવ્યાં. તે લોકો **મોંગોલિઅન** હતા, ને તેમનો સરદાર **તોરમણ** નામે હતો. તેણે **માળવાના** મુલકનો કેટલોક ભાગ ગુપ્ત રાજાઓ પાસેથી જીતી લઇ લીધો, અને ચક્રવર્તી રાજા કહેવડાવવા લાગ્યો. અંતે તે રાજાના વંશજોને ઉજ્જનના રાજાએ હરાવ્યા. જે **હૂણ** લોકો હિંદુસ્તાનમાં રહ્યા, તે હિંદુ લોકો સાથે ભળી ગયા.

---

## ૫. રાજા હર્ષ અને હિઓન્થશાંગ.

સાતમા સૈકામાં હિંદુસ્તાનમાં ઘણાં રાજ્યો હતાં. તેમાં જુદા જુદા રાજાઓ રાજ્ય કરતા હતા. ઉત્તર હિંદુસ્તાનના સઘળા

રાજાઓમાં **હર્ષ** રાજા સર્વથી પ્રખ્યાત હતો. તેની રાજધાની **સ્થાણ્વીશ્વરમાં** હતી.

**હર્ષ** રાજા અને તેના દરબાર વિષે **હિઓન્થશાંગ** નામના **ચીન**ના યાત્રાળુ તરફથી આપણને ખબર મળે છે. તે લખે છે કે એક છત્ર તળે આખા **હિંદુસ્તાન**ને લાવવા તેનો વિચાર હતો. તેમાં તે થોડે અંશે ફતેહમંદ થયો, પણ દક્ષિણમાં પોતાની સત્તાને વધારી શકયો નહિ. **નર્મદા**ના પ્રદેશ આગળ **પુલકેશિન** રાજાની સત્તા હતી. તે પ્રદેશ તરફ તે આગળ વધ્યો. પરંતુ લડાઈના મેદાનમાં પોતાના હાથીઓની હાર દુશ્મનોએ કરી નાખી. ત્યારે **હર્ષ** રાજાનો હર્ષ જતો રહ્યો, અને **ચાલુકય** રાજાથી બીવા લાગ્યો.

હવે વૃદ્ધ થવાથી લડાઇના મેદાનમાં કૂચ કરતાં તે થાકી ગયો હતો, તેથી તેની બાકીની જિંદગાની **અશોક**ની પેઠ શાંતિમાં ગાળવા તેનો વિચાર થયો. એની જિંદગીની શરૂઆતમાં એ **શિવમાર્ગી** હતો, પરંતુ પછીથી એનો વિચાર બદલાયો. અને એણે એમ કહ્યું કે "એક દિવસ હું બૌદ્ધ ધર્મનો **શિષ્ય** થઇશ, અને સાધુનાં ભગવાં વસ્ત્ર પહેરીશ." આથી મુસાફરો વાસ્તે એણે ધોરી રસ્તાઓ અને પૂલો બનાવ્યા, અને ઠામ ઠામ માંદા માણસો વાસ્તે આશ્રમો તૈયાર કરાવ્યા. ધર્મના મતભેદ વાસ્તે એ બહુ દરકાર રાખતો નહિ. એકંદરે જોતાં ધર્મની બાબતમાં સઘળાને છૂટ આપતો હતો.

**ચીન**નો પ્રવાસી વધારામાં લખે છે કે **હર્ષ** રાજા જાતે કવિતા લખતો હતો. તે વિદ્યાવિનોદી હતો, અને વિદ્વાનોને ઉત્તેજન આપતો હતો. ધર્મની ચર્ચા વાસ્તે તે સભા બોલાવતો, જેમાં સ્ત્રીઓ પણ છૂટથી ભાગ લેતી. **હિઓન્થશાંગ ચીન** જવા નીકળ્યો તે પહેલાં **હર્ષ** રાજાએ **કનોજ**માં પોતાના ખંડીઆ રાજાઓની એક સભા બોલાવી. સભાને વાસ્તે એક કામચલાઉ મઠ ઉભો કરવામાં આવ્યો, તેમાં **બુદ્ધ**ની મૂર્તિની સ્થાપના કરી, ને કેટલીક ક્રિયાઓ કરવામાં

આવી. પરંતુ તે ક્રિયાઓ પુરી થાય તે પહેલાં ત્યાં આગ લાગી, અને સઘળું કામ અટક્યું. ત્યાંથી સઘળા **અલાહાબાદ (પ્રયાગ)** ગયા. ત્યાં દરેક ધર્મના હજારો માણસ ભેગા થયા. સભાને પહેલે દિવસે બુદ્ધની પ્રતિમાની, બીજે દિવસે સૂર્યની મૂર્તિની, અને ત્રીજે દિવસે શિવની મૂર્તિની સ્થાપના કરવામાં આવી. મહોત્સવ ૭૫ દિવસ ચાલ્યો. રાજ્યમહેલનો બધો સરસામાન બૌદ્ધમાર્ગીઓ અને બ્રાહ્મણોને એક સરખી રીતે રાજાએ વહેંચી આપ્યો. ત્યાર પછી જેમ બુદ્ધે પોતાના પિતાનું ઘર છોડતી વખતે કર્યું હતું, તેમ તેણે પોતાનો રાજવંશી પોશાક કાઢી નાખી ગરીબ ભિખારીનાં ફાટયાં તૂટયાં કપડાં પહેર્યાં.

સભાનું કામ થઇ રહ્યા પછી **ચીન**નો યાત્રાળુ **ચીન** ગયો. જે સઘળું જોયું હતું, તેનું વૃત્તાન્ત તેણે ત્યાં જઈ લખ્યું. ઇ. સ. ૬૪૪ માં તે મરણ પામ્યો. હર્ષ પણ થોડા વર્ષમાં મૃત્યુને શરણ થયો. તેના મરણ પછી કોઈ પણ લાયક વારસ નહિ હોવાથી સર્વ ઠેકાણે અંધાધુંધી ફેલાઇ.

---

## ૧૧. દક્ષિણ હિંદ.

### મહાન રાજા રાજ.

અસલના વખતમાં જમીનમાર્ગેજ વિદેશીઓ હિંદુસ્તાનમાં આવતા હતા. તેનો માર્ગ માત્ર ઉત્તરમાંજ છે, તેથી દક્ષિણ માર્ગની પૂરતી માહીતી આપણને મળતી નહોતી; પરંતુ **પોર્ટુગીઝ** લોકો જળમાર્ગે પ્રથમ યુરોપથી હિંદુસ્તાનમાં આવ્યા. તેઓ દક્ષિણ હિંદમાં ઉતર્યા. ગંગા નદીની નીચેના સઘળા પ્રદેશને 'દખ્ખણ' 'દક્ષિણ' નામથી ઓળખવામાં આવે છે, પરંતુ **કૃષ્ણા** અને **ગોદાવરી** નદી વચ્ચેનો પ્રદેશ જે પૂર્વથી પશ્ચિમ સુધી પથરાય છે, તેનેજ 'દખ્ખણ' નામ ખરી રીતે આપવું જોઈએ. દક્ષિણમાં હાલ દ્રાવિડ લોકો વસે

છે. તેઓ **તેલુગુ** ભાષા બોલે છે. ત્યાં આગળ લગભગ ૩૦૦ વર્ષ સુધી **આંધ્ર** લોકોના રાજાએ રાજ્ય કર્યું હતું. **ગ્રીસ, રોમ, ઇજિપ્ટ,** અને **ચીન** સાથે તેઓ વેપાર કરતા, પરંતુ અમુક **સંજોગોને** લીધે તેઓનું રાજ્ય પડી ભાગ્યું. ત્યાર પછી ત્યાં **ચાલુક્ય** રાજાઓનો વંશ સ્થપાયો. તેમના સૌથી પહેલા રાજાની ઉત્પત્તિ બહુ વિચિત્ર છે. કોઇ પવિત્ર પુરુષ દેવને જળધારા કરતો હતો, એટલામાં ફુવારામાંથી એક ખૂબસુરત મનુષ્ય નીકળી આવ્યો. તેને તેમણે પોતાનો પ્રથમ રાજા નીમ્યો. પોતાના સરદારો લઢાઇમાં હારી જતા, તે વખતે તેમને સ્ત્રીના પોશાક પહેરાવવામાં આવતા. તેમનાં કૃત્યો સ્ત્રી જેવાં હતાં, તેથી તેમને તેમના જેવાં કપડાં પહેરાવવાનું તેમને યોગ્ય લાગતું હતું. **પુલકેશિન** તેમનો એક પ્રખ્યાત રાજા થઈ ગયો તે આપણે પહેલાં કહી ગયા છીએ. હર્ષ રાજા સાથે તે લઢાઇ લડયો હતો તે પણ તમે જાણો છો. તેણે ઇરાનના રાજાને ત્યાં એલચી મોકલ્યા હતા. ઇરાનના રાજાએ પણ પોતાના એલચી તેના દેશમાં મોકલ્યા હતા, તે **અજંટા** શહેરની દિવાલ પરના ચિત્રો ઉપરથી આપણને માલમ પડે છે. ટુંકામાં કહીએ તો એની સત્તા ઘણી હતી. પરંતુ મુસલમાનો ૧૩ મા સૈકામાં **નર્મદા** ઓળંગી ત્યાં વધ્યા, અને દક્ષિણનો છેલ્લો રાજા તેમની સાથે લડતાં પડયો.

**હિં**દુસ્તાનની દક્ષિણે ત્રણ મુખ્ય રાજ્યો હતાં, તે **દ્રાવિડ** લોકોનાં **પાંડય, ચેરા,** અને **ચોલા** રાજ્ય તરીકે પ્રસિદ્ધ છે. આ ત્રણમાંથી **ચોલાનું** રાજ્ય વધારે પ્રખ્યાતિ પામ્યું હતું. ત્રણે રાજ્યો મોતીનો વેપાર કરતાં હતાં. **યુરોપના** વેપારીઓ મોતી તથા બીજો સામાન લેવા ત્યાં આવજા કરતા. આશરે ઇ. સ. ૧૦૦૦ માં **ચોલા** રાજ્યમાં **મહાન** રાજા **રાજ** રાજ્ય કરતો હતો. રાજા **રાજે** દક્ષિણનાં બધાં રાજ્ય જીત્યાં, અને **અંતે કલિંગનું** રાજ્ય પણ તેણે જીત્યું. **પલ્લવ** તેમજ **ચાલુક્ય** લોકો ઉપર તેણે જીત મેળવી. એનું પાટનગર **તાંજોર** હતું. ત્યાં આગળ એણે મોટું ગ્રીક દેવાલય

એણે બંધાવ્યું, અને તેની દિવાલો પર પોતે મેળવેલી જીતની કથા કોતરાવી.

ચોલા રાજ્ય પાસે જબરૂં લશ્કર હતું એટલુંજ નહિ, પણ નૌકાસૈન્ય પણ હતું. નૌકાસેનાના બળથી એણે સીલોનનો ટાપુ જીત્યો. રાજા રાજ શિવભક્ત હતો; પરંતુ બૌદ્ધમાર્ગીઓને તે હેરાન કરતો નહિ.

---

# ૧૨. અસલના રજપૂતો અને તેમનાં રાજ્યો.

## જગદેવ પરમારની વાર્તા.

**'રજપૂત'** શબ્દનો અર્થ **રાજપુત્ર** થાય છે. કેટલાક રજપૂત રાજાઓ ક્ષત્રિય રાજાઓમાંથી, અને કેટલાક ઉત્તર તરફથી આવેલી ટોળીઓમાંથી ઉતરી આવેલા હતા. રજપૂત લોકોમાં ઘણી જાતો હતી. તેમના સરદાર "**રાણા**" કે "**રાય**" કહેવાતા. તેઓ એકવચની હતા. તથા પોતાના દેવને વાસ્તે ઘણો પ્રેમ ધરાવતા; પરંતુ માંહોમાંહે કજીઆને લીધે મુસલમાન રાજાઓથી તેઓ હારી ગયા, અને અંતે તેમણે સર્વસ્વ ખોયું. ગ્રીસના અસલના સ્પાર્ટાના લોક જેવા અસલના રજપૂત લોકો હતા. **લડાઇમાં દુશ્મનને પીઠ બતાવવા કરતાં રણક્ષેત્રમાં મરી જવું તેઓ વધારે પસંદ કરતા.** રજપૂત સ્ત્રીઓ પણ પુરુષ જેવીજ બહાદુર, એકવચની અને પ્રમાણિક હતી. **શત્રુને તાબે થવા કરતાં તેઓ મરવા તૈયાર થતી.** જ્યારે તેમને એમ લાગતું કે પોતાના પતિ, પિતા અથવા ભાઇ રણસંગ્રામમાં લડતાં મરણ પામશે, તો તેવે પ્રસંગે દુશ્મનના હાથમાં જવા કરતાં કેસરીઆં કરી તેઓ અગ્નિમાં બળી મરવાનું પસંદ કરતી હતી.

રજપૂતોમાં ઘણી જાતો હતી. હજુ પણ તે જાતોના રજપૂત માલમ પડે છે. તેમની મુખ્ય જાતો **વાઘેલા, સોલંકી, ચાવડા,**

**રાઠોડ**, **ચોહાણ**, **સિસોદિઆ**, **પરમાર**, **ઝાલા** વગેરે. **અરવલ્લી** **ટેકરી**ના આસપાસના ભાગો તથા **વિંધ્ય** પર્વતની ઉત્તરે આવેલા પ્રદેશને **રજપૂતાના** કહે છે. ત્યાં ઘણી રજપૂત ટોળીઓ રહેતી હતી, અને હાલ પણ ઘણા રજપૂત રાજાઓ રાજ્ય કરે છે. ઇ. સ. ૭૬૬ થી તે મુસલમાન આવ્યા ત્યાં સુધી સૌરાષ્ટ્રમાં રજપૂત રાજાઓનો અમલ હતો. તેઓ **ચાલુક્ય** વંશના કહેવાતા. **પુલકેશિન** તથા તેના વંશજો પણ **ચાલુક્ય** વંશના હતા, અને તેમનું રાજ્ય દક્ષિણમાં હતું તે તમે જાણો છો. માળવામાં **વિક્રમાદિત્ય** અને તેના વંશજો રાજ્ય કરતા હતા. **ઓઢિઆમાં** ઈ. સ. ૪૭૪ થી ઈ. સ. ૧૧૩૨ સુધી એટલે લગભગ ૬૫૦ વર્ષ કેશરી વંશના રાજાઓની સત્તા હતી. **મહારાષ્ટ્રની** ઉત્તરે દેવગિરિમાં યદુ વંશના રજપૂત રાજાઓનો અમલ હતો. આ પ્રમાણે હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં રજપૂત રાજાઓએ પોતાની સત્તા બેસાડી હતી, અને દરેક રજપૂત રાજા સ્વતંત્ર રીતે રાજ્ય કરતો હતો.

રજપૂત રાજાઓ વિષે ઘણી વાર્તા છે; પરંતુ અહીં એક આપી છે. આગળ જતાં જેમ જેમ પ્રસંગ આવશે, તેમ તેમ બીજા રાજાઓ વિષે વિવેચન કરીશું.

**માળવામાં** **ઉદયાદિત્ય** નામે રાજા આશરે ૧૦૦૦ વર્ષ પહેલાં રાજ્ય કરતો હતો. **વાઘેલા** અને **સોલંકી** એમ બે વંશની તેને રાણીઓ હતી. **વાઘેલી** માનીતી હતી. તેના પુત્ર કરતાં **સોલકિણી**નો પુત્ર નાનો હતો, પરંતુ ઘણો ખૂબસુરત અને ચાલાક હતો. તેનું નામ જગદેવ હતું. રાજાની પ્રીતિ તેના પર અત્યંત હતી, પણ તેની ઓરમાન માતા **વાઘેલી** તેના પર ઈર્ષા રાખતી, અને ધારાનગરીમાંથી તેને કાઢી મૂકવા અવકાશ શોધતી હતી. ગોર્ડ વંશના **ગભીર** રાજાને ખબર હતી કે જગદેવ ઘણો રૂપાળો કુંવર છે, અને તેની કાન્તિ સૂર્યના જેવી તેજસ્વી છે, તેથી પોતાની કુંવરીનાં લગ્ન તેની સાથે

કરવાના વિચારથી તેણે તેને પોતાની પાસે બોલાવ્યો. વાઘેલી રાણીએ આ તકનો લાભ લઇ જગદેવને વિદાય કર્યો.

રસ્તે જતાં ચાવડા વંશના રાજ્યમાં તે જઇ પહોંચ્યો. ત્યાંના રાજાને **વીરમતી** નામની એક કન્યા હતી. જગદેવની બહાદૂરી અને ચાલાકી જોઇ તેણે પોતાની પુત્રીને તેની સાથે પરણાવી, અને હાથી, ઘોડા, નોકરો વગેરે ઘણું કીમતી દાન તેને આપ્યું. લગ્ન પછી જગદેવ પાછો **ધારાનગરી** ગયો. પરંતુ પોતાની માતા **સોલંકિણી** આગળ જઈ તેણે કહ્યું, કે મારાથી હવે અહીં રહી શકાય એમ નથી. ધારાનગરી છોડી મારૂં નસીબ હું પરદેશમાં અજમાવી લઈશ.'' અંતે પોતાની ચાવડી **વીર**મતી સાથે તેણે પોતાનું ગામ છોડયું. સોલંકી વંશના **સિદ્ધરાજ જયસિંહ**ની કીર્તિ વિષે એણે બહુ સાંભળ્યું હતું. તેથી તેના પાટનગર **પાટ**ણ જવા તેણે વિચાર કર્યો. રસ્તે જતાં એક વાઘ અને વાઘણ સિદ્ધરાજના રાજ્યને ત્રાસ આપતાં હતાં, તેમને તેણે મારી નાખ્યાં. આથી રાજા તેના પર ઘણો ખૂશ થયો, અને તેને પોતાની નોકરીમાં રાખ્યો. નોકરી દરમિઆન જગદેવે રાજાની ઘણી સેવા બજાવી. પોતાના માલિક ખાતર અનેક પ્રસંગે પોતાનો જીવ તેણે જોખમમાં નાખ્યો. તેણે ત્યાં અઢાર વર્ષ નોકરી કરી ઘણું દ્રવ્ય અને કીર્તિ સંપાદન કર્યાં.

એક મોટા ધનવાન અને બળવાન રાજાની પેંઠ તે થોડાં વર્ષ પછી પાછો **ધારાનગરી** ગયો. પિતા તેને જોઇ હર્ષઘેલો થઇ ગયો. **સોલંકિણી** હરખાઇ, **વાઘેલી**એ પણ પોતાનો દ્વેષ તેના પરથી છોડી દીધો, તેના પિતાએ **ધારા**નગરીનું રાજ્ય તેને સોંપ્યું. જગદેવે લગભગ પર વર્ષ રાજ્ય કર્યું, અને ૮૫ વર્ષની ઉંમરે મરણ પામ્યો. રજપૂતો કેવા બહાદુર હોય છે, તથા દુ:ખની વખતે કેવું ધૈર્ય રાખે છે, તે આપણને જગદેવની વાર્તા ઉપરથી માલમ પડે છે.

---

# ભાગ ૨ જો.



## ૧૩. હિંદના મુસલમાન રાજાઓ અને તેમનાં રાજ્યો.

### મહાન ધર્મસુધારક મહંમદ પેગંબર.

હિંદુસ્તાન પર પરદેશી હુમલા ઘણા થઇ ગયા તે તમે વાંચ્યું. **આર્યોએ દ્રાવિડ** લોકોને હાંકી કાઢયા, અને તેમના પર **ગ્રીક, સિથિઅન**, અને **હૂણ** લોકોએ ઘણા હુમલા કર્યા. અંતે તેમના પર મુસલમાન લોકો ચઢી આવ્યા. મુસલમાનોનો અમલ હિંદુસ્તાન પર ઘણાં વર્ષો રહ્યો.

**અરબસ્તાન** હિંદુસ્તાન જેવડો મોટો દેશ છે, પરંતુ તેના જેવો ફળદ્રુપ નથી. પહેલાંના વખતમાં આરબો પરદેશ સાથે વેપાર કરતા, અને પોતાને ખપમાં આવતી ચીજો ત્યાં લાવતા હતા. તેમના ધર્મના **સ્થાન મક્કા** શહેરમાં ઈ. સ. ૫૭૦ માં **અબદુલા** ને **અમીના**-ને ત્યાં એક પુત્રનો જન્મ થયો. તે પુત્રનું નામ . **મહંમદ** પાડવામાં આવ્યું. તેમના પિતા તેમના જન્મ વખતે મરણ પામ્યા, અને જેવા તે ૭ વર્ષના થયા કે તરતજ તેમની માતા **અમીના** પણ મરણ પામ્યાં. તેમના કાકાએ તેમને ઉછેર્યા. સવારે, બપોરે, અને સાંજે **કાબા** (પૂજાનું સ્થાન) તરફ મોં રાખીને પ્રાર્થના કરવાનો તેમના કાકાએ તેમને ઉપદેશ આપ્યો. જેમ જેમ મહંમદ મોટા થતા ગયા, તેમ તેમ પરદેશી મુસાફરો સાથે તે ફરવા લાગ્યા. મુસાફરી દરમિઆન તેમણે **યાહુદી** તથા **ખ્રિસ્તી** ધર્મની વાતો સાંભળી; તે ઉપરથી આરબોની મૂર્તિપૂજા તરફ તેમને તિરસ્કાર આવ્યો, અને પરમેશ્વર એકજ છે એવું તે માનવા લાગ્યા. રાત્રે જ્યારે આકાશ તરફ એમની દૃષ્ટિ પડતી, ત્યારે તે સર્વ શક્તિમાન પરમેશ્વરની શક્તિથી ઘણો આનંદ અને વિસ્મય પામતા.

પચીસ વર્ષની વયે **મક્કા**ની એક ધનવાન વિધવા સાથે તેમણે લગ્ન કર્યું. તેનાથી તેમને છ સંતાન થયાં. તેમના ચાળીસમા વર્ષમાં એક રાત્રે તેમને સ્વપ્નું આવ્યું. તેમાં **જીબ્રાઇલ** નામનો ફિરસ્તો તેમને દેખાયો. તેણે કહ્યું, **મહંમદ, તું અલ્લાનો પેગંબર છે; એક નવો પંથ સ્થાપી તેનો બોધ સઘળાને તારે કરવાનો છે.** " એથી પોતાના ધર્મના સિદ્ધાંતો તેમણે લખ્યા, અને તેનું એક પુસ્તક રચ્યું. તેને **કુરાન** ( કુરાને શરીફ ) કહે છે.

ઇ. સ. ૬૨૦ માં તેમની સ્ત્રી **ખદીજાબીબી** મરણ પામ્યાં. તેમણે પોતાના સ્વામીના ધર્મનો સ્વીકાર કર્યો હતો. **મક્કા**ના લોકોએ મહંમદનો ધર્મ સ્વીકારવા નાખુશી બતાવી, પરંતુ **મદીના**ના લોકો તેમના ધર્મમાં દાખલ થયા. **અલ્લા** એકજ છે, અને **મહંમદ** તેનો **પેગંબર** છે, એમ તેઓએ કબુલ કર્યું. તેઓ **કુરાન** વાંચવા લાગ્યા, અને **ઇસ્લામ ધર્મ મદીના**માં ફેલાવ્યો. **મહંમદ મક્કાથી** પોતાના શિષ્યો સાથે **મદીના** ચાલ્યા ગયા. જે સાલમાં તે મદીના ગયા, તે સાલથી મુસલમાનો પોતાના બનાવોની નોંધ રાખે છે, અને તે **હિજરી સન કહેવાય છે. ઇસ્લામ ધર્મ પ્રમાણે ઈશ્વર એક છે. મહંમદ તેનો પેગંબર છે, અને સઘળા મુસલમાન ઈશ્વરની નજર આગળ સરખા છે.**

## ૧૪. મુસલમાનોનો ફેલાવો.

### મહંમદ કાસમ.

મહંમદ પેગંબરના પંથના લોકોએ ઈ. સ. ૬૩૬ માં ઇરાન જીત્યું, અને પોતાના દેશ સાથે તેને જોડી દીધું; પરંતુ ત્યાંના લોકો જેને હાલ આપણે **પારસી** કહીએ છીએ તેમણે તેમનો ધર્મ માન્યો નહિ, અને પ્રથમ ઈરાનના અખાતમાં **ઓર્મઝ**ના ટાપુમાં તેઓ ચાલ્યા ગયા. થોડા વખત પછી તેઓ **હિંદુસ્તાન**માં આવ્યા. **મુંબઇ**

શહેર અને મુંબઇ ઈલાકો હાલ તેમનું મુખ્ય મથક છે. તેઓ ઘણા ધનવાન તેમજ ઈલાકાની આગેવાન પ્રજા તરીકે હાલ માલમ પડયા છે.

મહંમદના ધર્મના અનુયાયીઓ **સ્પેન, ફ્રાન્સ, સીરિયા** વગેરે દેશોમાં પ્રસરવા લાગ્યા. તેમના પેગંબરના મરણ પછી પાંચ વર્ષે તેમણે હિંદુસ્તાન તરફ વધવા માંડયું. સિંધુ નદીને કાંઠે મહંમદ કાસમ નામના એક તરુણ પુરુષની સરદારી નીચે દિબલ શહેર આગળ તેમણે પડાવ નાખ્યો, અને શહેરને ઘેરો ઘાલી તેને ફરતા કોટ ઉપર પત્થરનો વરસાદ વરસાવ્યો. કોટ અંતે તૂટી પડયો, અને તેઓ શહેરમાં દાખલ થયા. હિંદુઓના લાલ વાવટાને બદલે મુસલમાનોની લીલી ધજા તેમણે ફરકાવી. ત્યાર પછી તેમણે **મુલતાન** શહેર ઉપર હુમલો કર્યો. શહેરીઓ ભય પામી તેમને શરણ થયા; પરંતુ મહંમદ કાસમે કહ્યું કે " કોઇએ પણ હિંદુઓના દેવાલયોને અડકવું નહિ, અને શહેરની અંદર કોઈ પણ જાતનું નુકસાન કરવું નહિ. " જ્યારે એનો અમલ ત્યાં થયો ત્યારે તેણે હિંદુઓને ઉંચી જગાઓ આપી, અને તેમની સાથે સારી રીતે વર્તવા લાગ્યો. પોતાના અમલદારોને તે કહેતો કે "લોકો સાથે પ્રમાણિકપણે તમે વર્તજો. કોઈ પણ જાતની વહેંચણી કરવામાં આવે તો તે વાજબી રીતે કરવી. મહેસુલ દરેક મનુષ્યના ગજા પ્રમાણે લેવું. માંહોમાંહે લડવું નહિ, અને કોઇ પણ પ્રકારે દેશને હેરાન કરવો નહિ. "

આ તરુણે પોતાની ફતેહનું ફળ ભોગવ્યું નહિ. તેના દેશના લોકોને તેના પર અવિશ્વાસ આવ્યો, તેથી તેને ચામડામાં સીવી જીવતો મારી નાખવો એવો તેમના **ખલીફાએ** હુકમ મોકલ્યો. તે પ્રમાણે કરવામાં આવ્યું, અને અંતે તે બુરી હાલતે મરણ પામ્યો. એના સંબંધમાં ગેરસમજુત થએલી જણાય છે. હિંદુસ્તાનની કેટલીક કુંવરીઓ ખલીફાના દરબારમાં હતી. તેમણે પોતાના પિતા કે જેમણે મહંમદ કાસમના હાથે ઘણું ખમ્યું હતું, તેમનું વેર વાળવા ખલીફાને ખોટું સમજાવ્યું, અને અંતે તેનું આવી રીતે મોત આણ્યું.

**આરબો**નો આ હુમલો નિષ્ફળ નીવડયો તેનું મુખ્ય કારણ એ હતું, કે **સિંધ** જેવા ઉજ્જડ દેશમાં તેઓ પ્રથમ આવ્યા. ત્યાં તેમને પુરતાં ખોરાકીનાં સાધન મળ્યાં નહિ. બીજું તેમની પાસે જેટલું જોઇએ તેટલું લશ્કર હતું નહિ. વળી તે વખતના રજપૂત રાજાઓ તદન નિર્માલ્ય નહોતા, તેથી તેઓ આ પરદેશી માણસોના હુમલાને હાંકી કાઢવા શક્તિમાન થયા.

---

## ૧૫. अ. મહમૂદ ગિઝની ( મૂર્તિ ભાગનાર ) અને સોમનાથ.

આજથી આશરે ૧૦૦૦ વર્ષ પૂર્વે **સબક્તગીન** નામનો **અફ્ઘાનિસ્તાન**નો સુલતાન **હિંદુસ્તાન** પર ચઢાઇ કરી આવ્યો હતો. તેણે મહંમદનો ધર્મ સ્વીકાર્યો હતો. **હિન્દુસ્તાન**માં આવી **લાહોર**ના રાજાને તેણે લડાઇમાં હરાવ્યો, અને ઘણું દ્રવ્ય **ગિઝની** લઈ ગયો.

**સબક્તગીન** પછી એનો દાસીપુત્ર **મહમૂદ** ગાદીએ આવ્યો. તે નાનો હતો, ત્યારથીજ પોતાના પિતા સાથે લડાઇમાં જતો હતો. એક લડાઇ દરમિઆન એણે એવી તો કીંમતી સલાહ આપી, કે એના સરદારો એની કુશળતા જોઇ છક થઈ ગયા, અને તે સલાહ પ્રમાણે વર્ત્યા તેથી તેમને દુશ્મન સામે જય મળ્યો. **મહમૂદ** જન્મથીજ ઘણો બેડોળ હતો; વળી શીતળા આવવાથી તે વધારે બેડોળ થયો હતો. એક દિવસે આયનામાં તેણે પોતાનું મુખ જોયું. તે જોઇને તે ઘણો નિરાશ થયો ને બોલ્યો; " સાધારણ માન્યતા એવી છે કે જે કોઇ રાજાનું મોઢું જુએ તેની આંખ વધારે પ્રકાશિત થાય, પરંતુ મારી મુખમુદ્રા તો એવી છે, કે જોનારની આંખે અંધારાં આવી જાય અને તે આંધળો થાય. " તેના વઝીરે જવાબ આપ્યો, " જહાંપનાહ, તમારી રૈયતમાંનો ભાગ્યે એક પણ પુરુષ તમારૂં મુખ જોતો હશે,

પરંતુ સઘળાં તમારાં કૃત્ય એક ચિત્તથી નિહાળે છે, અને તે પરથી બોધ લે છે; માટે તમે સદ્‌ગુણી થાઓ, અને તમારા સુકૃત્યની સુવાસ સર્વત્ર ફેલાવો." **મહમૂદ** આ જવાબથી ઘણો પ્રસન્ન થયો.

**બગદાદના** ખલીફાએ તેને કેટલાક ઇલ્કાબ આપ્યા. તેને તેણે **ધર્મધુરંધર** કહ્યો, અને ધર્મના નામથી વિગ્રહ કરવા તેને સૂચવ્યું. તે પ્રમાણે તેણે **હિંદુસ્તાન** પર સત્તર સવારી કરી, અને તે અખૂટ ધનનો ભંડાર લઇ ગયો. પ્રથમ તે **હિંદુસ્તાનના** ઘાટો ઓળંગી **પેશાવર** આગળ આવ્યો. ઇ. સ. ૧૦૦૧ માં તેની અને **લાહોરના** રાજા **જયપાળની** વચ્ચે યુદ્ધ થયું, તેમાં જયપાળ હારી ગયો. તેનું સઘળું જવાહીર, કીમતી માલ, ગુલામો વગેરે **મહમૂદ** **ગિઝની** લઇ ગયો.

**મહમૂદ** જાણતો હતો કે **હિંદુસ્તાન** ઘણો સમૃદ્ધ દેશ છે, તેમાં દહેરાં અનેક છે, તેમના ઘુમટો સોનાથી મઢેલા છે, કેટલાકમાં તો મૂર્તિઓ પણ સોનાની છે; તેથી તે દેશ જીતી અખૂટ દોલત મેળવવાનો અને ત્યાં **ઈસ્લામ ધર્મ** સ્થાપવાનો વિચાર થયો. ફરીથી તે **હિંદુસ્તાનમાં** આવ્યો, અને ઉત્તરના પ્રદેશમાં ફરવા લાગ્યો. મૂર્તિઓ પોતાને હાથે તોડી નાખી. **સોનું**, હીરા, માણેક વગેરે જવાહીર તેણે લીધાં. ત્યાંથી તે દક્ષિણ તરફ વળ્યો, અને **અંતે** ગુજરાતમાં પહોંચ્યો. તે **સોમનાથ પાટણમાં** ગયો; ત્યાંનું શિવનું મંદિર ઘણું પ્રસિદ્ધ હતું. તે મંદિર આગળ આવ્યો, એટલે સઘળા ગભરાયા અને પ્રાર્થના કરવા મંડી ગયા. બ્રાહ્મણોની મદદે ઠામ ઠામના રજપૂત ભેગા થઈ આવ્યા, પરંતુ **મહમૂદે** તેમને હરાવ્યા, ને પોતે મંદિરમાં દાખલ થયો. બ્રાહ્મણોએ તેને પુષ્કળ દ્રવ્ય આપવાનું કહ્યું, પણ તેણે જવાબ આપ્યો, કે " **હું મૂર્તિઓનો વેચનાર નથી, હું તો મૂર્તિઓનું ખંડન કરનાર છું.** " એમ કહી તેણે મૂર્તિના કકડે કકડા કરી નાખ્યા. એવું કહેવાય છે, કે સોમનાથમાંથી તે સુમારે આઠ

કરોડ રૂપીઆની કિંમત જેટલું ધન લઇ ગયો હતો, જેનાથી તેણે ગિઝની શહેરને નવેસરથી બંધાવ્યું હતું. મુસલમાન ધર્મનો પ્રચાર કરવો, એ તેના જીવનનો મોટામાં મોટો ઉદ્દેશ હતો.

## મહમૂદ ગિઝની અને ફિર્દોસી.

મહમૃદના વખતમાં ફિર્દોસી નામનો ઘણો પ્રખ્યાત કવિ થઇ ગયો; પોતાના પરાક્રમનું એક કાવ્ય રચવા પાદશાહે તેને કહ્યું. તે કાવ્ય '**શાહનામા**' તરીકે પ્રસિદ્ધ છે. તેની દરેક બેત દીઠ એક **દિરહમ** ( એક સિક્કો ) આપવા રાજાએ વચન આપ્યું હતું. **ફિર્દોસીએ શાહનામું** પુરૂં કર્યું. તેમાં તેણે ૬૦,૦૦૦ બેત લખી. રાજા તે બેતો વાંચી ઘણોજ પ્રસન્ન થયો, અને કવિને ૬૦,૦૦૦ રૂપાના **દિરહમ** આપ્યા. આથી કવિ નારાજ થયો; કારણ કે **સોના**ના દિરહમ મળશે એમ તે આશા રાખતો હતો. રૂપાના દિરહમનો સ્વીકાર નહિ કરૂં તો મહમૃદ ગુસ્સે થશે, એવી દહેશતથી તેણે લીધા અને પોતાને દેશ જઈ તે પાછા મોકલી આપ્યા, અને ત્યાર પછી બીજી બેતો લખી તેમાં એણે રાજાની ઘણી હાંસી કરી. રાજાની **મા નીચ** કુટુંબમાં જન્મી હતી, તથા તે બેડોળ હતો વગેરે તેમાં લખ્યું. **રાજાએ** જયારે આ વાંચી, ત્યારે તેને ઘણો પસ્તાવો થયો, અને તેણે પોતાની ભૂલ સુધારી ૬૦,૦૦૦ સોનાના **દિરહમ** તેને મોકલ્યા; પણ એવું બન્યું કે એક દરવાજેથી સિક્કાઓ જેવા શહેરમાં આવ્યા, તેજ વખતે **ફિર્દોસી**નું શબ બીજે દરવાજેથી બહાર લઈ જવામાં આવ્યું હતું. અંતે સિક્કાઓ તેની પુત્રીને આપવામાં આવ્યા.

**સુલતાન મહમૂદે પોતાના રાજ્યનો ઘણો વિસ્તાર કર્યો, પણ રાજ્યની સારી વ્યવસ્થા કરી શકયો નહિ.** તેના અમલદારો જુલમ કરતા, અને લોકોની સલામતી બરાબર જળવાતી નહિ. આ બનાવમાં એક વૃદ્ધ સ્ત્રીએ તેને ઘણો સારો બોધ આપ્યો હતો. આ સ્ત્રીનો છોકરો કોઈએ મારી નાખ્યો હતો, તેથી તેણે **મહમૂદ**ને કહ્યું

"જે દેશ પર તમે બરાબર રાજ્ય ચલાવી શકતા નથી, તે દેશ તમે શા માટે જીતો છો? જે દેશમાં તમારૂં રાજ્ય ચાલે છે, તેની ખરાબ વ્યવસ્થા માટે તમે જવાબદાર છો, અને ખુદાતાલા તમારી પાસેથી જવાબ માગશે. આ શબ્દોની અસર તેના પર ઘણીજ થઇ.

સાઠ વર્ષની ઉંમરે **મહમૂદ** મરણ પામ્યો. તે ઘણો શૂરવીર લડવૈયો હતો. રાજા તરીકે તે ઘણો ન્યાયી હતો, અને વિદ્વાનોને ઉત્તેજન આપતો.

---

## ૧૬. રાજા જયચંદ અને રાજસૂય યજ્ઞ.

### સંયુક્તા.

હિંદુસ્તાનમાં જુદે જુદે ઠેકાણે રજપૂત રાજ્યો હતાં તે આગળની વાત ઉપરથી તમે જાણો છો. ઉત્તર **હિંદમાં દિલ્હી, અજમેર** અને **કનોજ**માં ત્રણ મોટાં રાજ્ય હતાં. **અનંગપાળ દિલ્હીમાં, પૃથ્વીરાજ અજમેર**માં, અને **જયચંદ કનોજ**માં રાજ્ય કરતો હતો. **જયચંદ** અને પૃથ્વીરાજ મસિઆઇ ભાઈ થતા હતા. **અનંગપાળ**ને પુત્ર નહિ હોવાથી પોતાના મરણ વખતે તે પોતાની ગાદીનો વારસ **ભાણેજ પૃથ્વીરાજ**ને નીમતો ગયો; કારણ કે તે બહાદુર હતો. આથી **પૃથ્વીરાજ દિલ્હી** અને **અજમેર** બંને રાજ્યનો રાજા થયો. જયચંદ તેથી ઘણોજ નારાજ થયો.

જયચંદ **રાજસૂય યજ્ઞ**નો આરંભ કરી સઘળા રાજાઓને બોલાવ્યા. યજ્ઞપ્રસંગે તેણે એક **સ્વયંવર**ની ગોઠવણ કરી હતી. તેને **સંયુક્તા** નામે પુત્રી હતી. તે આ પ્રસંગે ઇચ્છિત પતિ મેળવવાની હતી. પૃથ્વીરાજને આ પ્રસંગમાં ભાગ લેવાનું આમંત્રણ મળ્યું, ત્યારે તે ઘણો ગુસ્સે થયો અને બોલ્યો, એક ચોહાણ રાજા શું જયચંદને ચક્રવર્તી રાજા તરીકે કબુલ કરે? કદી નહિ. વળી એવું કહેવામાં આવે છે, કે પૃથ્વીરાજ એક વખતે કનોજ ગયો હતો, ત્યારે **સંયુક્તા**ને તેણે

જોઈ હતી, તેથી તેની સાથે લગ્ન કરવા તેનું ઘણું મન હતું. જ્યારે સ્વયંવરની વાત તેણે સાંભળી, ત્યારે તેનું મન વશ રહ્યું નહિ.

યજ્ઞ દરમિઆન જયચંદે દરેક રાજાને જુદાં જુદાં કામ સોંપ્યાં હતાં. **પૃથ્વીરાજે** દ્વારપાળનું કામ કરવું એમ નક્કી કરવામાં આવ્યું હતું; પરંતુ તે તો ત્યાં ગયોજ નહિ, તેથી જયચંદે તેની સોનાની **પ્રતિમા** બનાવી તેને બારણા આગળ દ્વારપાળ તરીકે મૂકી. પૃથ્વી-રાજે આ અપમાનને માટે વેર લેવાનો નિશ્ચય કર્યો, અને બને તો **સંયુક્તા** પણ પરણવી એવો પણ મનમાં સંકલ્પ કર્યો. થોડા વિશ્વાસુ લડવૈયા લઇ તે કનોજ ભણી ગયો. તે દરમિઆન **સ્વયંવરનું** કામ ચાલતું હતું. **સંયુક્તા** પુષ્પની માળા લઇ રાજાઓ અને રાજકુંવરોની હારો વચ્ચેથી પસાર થતી ચાલી. તેણે **પૃથ્વીરાજની બહાદુરી અને પરાક્રમ વિષે ઘણું સાંભળ્યું હતું, તેથી મંડપને છેડે પૃથ્વીરાજની પ્રતિમાના ગળામાં પુષ્પની માળા પહેરાવી દીધી. પૃથ્વીરાજ** અને તેના યોદ્ધાઓ કનોજ આગળ આવી પહોંચ્યા હતા. તેમણે છૂપા વેષમાં બધી બાતમી મેળવી હતી, તેથી સંયુક્તાએ પ્રતિમાને માળા આરોપી કે તરતજ તેને લઈ શહેર બહાર નીકળી ગયો. ત્યાં ઘોડાઓ તૈયાર રાખી મૂકયા હતા, તે પર બેસી સઘળા દિલ્હી તરફ ચાલ્યા ગયા.

આ બનાવથી સર્વત્ર ત્રાસ વર્તી રહ્યો. કનોજના યોદ્ધાઓ પોતાના ઘોડા પર બેસી **પૃથ્વીરાજની** પાછળ પડયા. રસ્તામાં પાંચ દિવસ સુધી ચોહાણો તથા **રાઠોડો** વચ્ચે લડાઇ ચાલી. શરૂઆતમાં ચોહાણના ઘણા સામંતો કપાઇ મુઆ; પરંતુ છેવટે તેમનો જય થયો, અને તેઓ સુખેથી **દિલ્હી** પહોંચ્યા. ઘણી ધામધુમથી અને ઠાઠ-માઠથી **પૃથ્વીરાજ** અને **સંયુક્તાનાં** લગ્ન થયાં. તેમણે ઘણાં વર્ષ સુધી સુખ ભોગવ્યું. અંતે જ્યારે **પૃથ્વીરાજ** મરણ પામ્યો, ત્યારે આ પતિવ્રતા સ્ત્રીએ ચિતામાં બળી દેહત્યાગ કર્યો.

---

# ૧૭ મહંમદ ઘોરી અને પૃથ્વીરાજ.

**પૃથ્વીરાજ ચોહાણ** રાજા હતો તે તમે આગલી વાર્તામાં વાંચી ગયા. તેની અને **જયચંદ** રાઠોડની વચ્ચે અણબનાવ હતો તે પણ તમે જાણો છો. જયચંદની સામે લડવામાં **ચિતોડ**ના રાજા **સમરસિંહે** પૃથ્વીરાજને ઘણી મદદ આપી હતી. પૃથ્વીરાજ પોતાના રાજ્યમાં નિર્ભયપણે રાજ્ય કરતો હતો એવામાં તેને **નાગોર** આગળ ઘણો મોટો ખજાનો મળ્યો, તેથી જયચંદ અને બીજા રજપૂતોને તેને માટે ઇર્પા ઉત્પન્ન થઇ. તેમણે **અફઘાનિસ્તાનના મહંમદ ઘોરીને** હિંદુસ્તાનમાં બોલાવ્યો, અને તેની સાથે રહી પૃથ્વીરાજ સામે લડવા વચન આપ્યું. **મહંમદ** ઘોરી મોટું લશ્કર લઇને આવ્યો, અને દિલ્હીની ઉત્તરે **થાણેશ્વર** આગળ તેની તથા રજપૂતોની વચ્ચે ઘણાં યુદ્ધો થયાં. **તિરૌરી** આગળ એક લડાઇ થઇ તેમાં રજપૂતોના પરાક્રમથી **અફઘાનો** હારી ગયા. અંતે પોતાના દેશમાં નાસી ગયા.

**મહંમદ** ઘણો બહાદુર રાજા હતો. થોડાજ વખત પછી તે પાછો આશરે દોઢ લાખ જબરા અફઘાન ઘોડેસવારોને લઇ દિલ્હી ઉપર ફરીથી ચઢી આવ્યો. પૃથ્વીરાજ ઘણો એશઆરામમાં પડી ગયો હતો. પોતાની પ્રિય પત્ની સંયુક્તા પાસેથી એક ક્ષણ વાર પણ દૂર જવાનું ગમતું નહોતું. પરિણામે સઘળે અવ્યવસ્થા થઈ હતી, અને તેના સિપાઇઓમાં પણ શુરાતન ક્ષીણ થઇ ગયું હતું. પરંતુ ચિતોડનો રાણો **સમરસિંહ** પોતાના લશ્કરની સાથે તેની મદદે આવ્યો. તેના આવવાની સાથેજ આખા શહેરમાં **હર્ષના** પોકાર થઈ રહ્યા, અને લડાઇને વાસ્તે તૈયારી થવા માંડી. **તિરૌરી** આગળજ પાછી લડાઈ શરૂ થઇ, પરંતુ પહેલાંની તિરૌરીની લડાઈ ક્યાં અને બીજી વખતની લડાઇ ક્યાં ? રજપૂતો એક પછી એક પડવા લાગ્યા, સમરસિંહ અને તેનો બહાદુર પુત્ર લડાઇમાં મરણ પામ્યા. **પૃથ્વીરાજે** ઘણું શુરાતન બતાવ્યું. પોતાના લશ્કરના આગલા ભાગમાંથી જરા પણ તે પાછો

ખસ્યો નહિ, પણ તેનાં ઘણાં માણસ માર્યાં ગયાં અને પોતે કેદ પકડાઈ ગયો.

**સમરસિંહની રાણી પૃથાને** જેવી ખબર પડી કે પોતાનો પતિ લડાઈના મેદાનમાં પડયો છે, કે તરતજ મરણની સઘળી તૈયારી કરી પોતાના ધણી પાછળ સતી થઇ. અફઘાન લોકોએ **દિલ્હી** અને **અજમેર** જીત્યાં, અને ઘણી લુંટ ભેગી કરી તેઓ સ્વદેશ પાછા વળ્યા.

બીજેજ વર્ષે મહંમદ ફરીથી હિંદુસ્તાનમાં આવ્યો, અને **જયચંદના કનોજના** રાજ્ય પર તેણે હુમલો કર્યો. જયચંદ તેની સામે લડાઇ કરવા તૈયાર થયો; પરંતુ અફઘાન લોકો સાથે લડવાનું તેમનાનાં સામર્થ્ય નહોતું. વળી ઘણા રજપૂતો આગળની લડાઇમાં મરી ગયા હતા, તેથી તેને પૂરતી મદદ મળી શકી નહિ. આવી સ્થિતિમાં તે લડયો અને અંતે હાર્યો, અને મહંમદ કનોજ તથા બનારસ લૂંટી લીધાં. આ પ્રમાણે રજપૂત રાજ્યોનો વારાફરતી નાશ થયો. **રજપૂત રાજાઓએ એક બીજાને દુશ્મનની સામે લડવામાં મદદ કરી હોત તો તેમની સત્તા કમી થાત નહિ. અને અફઘાનો પોતાની સત્તા હિંદુસ્તાનમાં બેસાડી શકત નહિ. માંહોમાંહેના કુસંપને લીધેજ તેઓ પોતાની જાતે પાયમાલ થયા. અને પરિણામે હિન્દમાં મુસલમાની રાજ્યની શરૂઆત થઈ.**

---

## ૧૮. ગુલામ વંશ.

### કુતુબુદ્દીન અને કુતુબમિનાર.

**મહંમદ ઘોરીનો મુખ્ય ઉદ્દેશ હિંદુસ્તાનમાં મુલક જીતવાનો તથા જેટલી મળે એટલી લુંટ લઈ જવાનો હતો.** તેમાં તે ફાવ્યો અને હિંદુસ્તાન છોડતી વખતે પોતાના જીતેલા પ્રાંતોમાં ઘણા સરદારો અને અમલદારો પોતાની પાછળ મૂકતો ગયો; પણ ઈ. સ. ૧૨૦૬ માં તે મરણ પામ્યો, એટલે તેના સરદારો સ્વતંત્ર થઇ ગયા, અને પોતાને

રાજા કહેવડાવવા લાગ્યા; પરિણામે **ઘોર** રાજાના દરબારમાં ઉછરેલો **ગુલામ** દિલ્હીમાં રાજ્ય કરવા લાગ્યો. તેણે **કુતુબુદ્દીન** નામ ધારણ કર્યું. કુતુબુદ્દીન બહાદુર લડવૈયો અને કાબેલ સરદાર હતો. પોતાના હાથ નીચેના અફઘાન અમલદારો તરફ તેનું વર્તન ઘણું માયાળુ હતું.



કુતુબમિનારઃ ઉંચાઈ ૨૫૦ ફુટ.

ઘણી વાર તેમને જમીન અથવા નાણાંની મોટી બક્ષીસ કરતો, કે જેથી તેઓ તેને 'ઉદાર કુતુબ' કહેતા હતા. તે નાનપણમાં ગુલામ તરીકે ઉછર્યો હતો. **આપબળ** અને બહાદુરીથી તે પહેલાં સરદાર અને પછીથી રાજા થયો હતો. **હિંદુસ્તાન**માં રહેતાં તેને માલમ પડ્યું કે દેશ ઘણો ફળદ્રુપ છે. વળી પોતાના દેશ કરતાં આ દેશમાં જિંદગી વધારે સુખમાં જશે એવી તેની ખાતરી થઈ, તેથી તેણે પોતાના દેશના લોકોને આ સમાચાર મોકલ્યા. ત્યાંથી **આરબ. તુર્ક.** અને **પઠાણ** લોકોનાં ટોળેટોળાં હિંદુસ્તાનમાં આવ્યાં. તે લોકોનું રાજ્ય આશરે ૩૦૦ વર્ષ સુધી હિંદુસ્તાનમાં રહ્યું.

**કુતુબુદ્દીને દિલ્હી** શહેરથી થોડે દૂર એક **મિનારો** બંધાવ્યો. પોતાના નામ ઉપરથી મિનારાનું નામ તેણે **'કુતુબમિનાર'** પાડ્યું. હિંદુઓને ઘણા હેરાન કરી તેમનાં દેવાલયો એણે તોડી પાડયાં, અને તેમાંના પત્થર તથા સ્તંભો એ મિનારાના બાંધકામમાં લીધા. એ મિનારો ૨૫૦ ફુટ ઉંચો છે, અને દુનિયાના ઘણા ઉંચા મિનારામાં એની ગણતરી થાય છે. તે બંધાવ્યાને આજે આશરે ૭૦૦ વરસ થયાં, તોપણ તે હજુ ઘણી સારી હાલતમાં છે.

આ રાજાના વખતમાં **ચંગીઝખાન** નામે એક મોટો **મોગલ** સરદાર હતો, તેના સિપાઇઓ સિંધુ નદી આગળ આવ્યા, અને તેમણે **મુલતાન** શહેર પર હલ્લો કર્યો. તે શહેર તેઓ લઇ શક્યા નહિ; પરંતુ તેમને ખાતરી થઇ કે હિંદુસ્તાન પર સવારી સહેલાઇથી લાવી શકાય તેમ છે. આગળ જતાં તમે વાંચશો, કે એજ દેશનો તૈમુર આ પ્રદેશમાં વધારે પ્રવેશ કરી શક્યો.

આ તુર્કી રાજાને ઉત્તર હિંદુસ્તાનના રજપુત સરદારો સાથે ઘણી લડાઈઓ થઈ હતી. અંતે રજપૂતોને પોતાનો પ્રદેશ છોડવો પડયો, ને તેઓ **અરવલ્લીની** ટેકરીઓ પાસે જઈ વસ્યા. જે દેશમાં

તેઓ વસ્યા તે હાલ **રજપૂતાના** કહેવાય છે. હાલ પણ ત્યાં કેટલાક રજપૂત રાજાઓ બ્રિટિશ સલ્તનત નીચે રહી રાજ્ય ભોગવે છે.

---

## ૧૯. સુલતાના રઝિયા.

**કુતુબુદ્દીન** પછી **ગુલામ વંશના** બે રાજાઓ દિલ્હીની ગાદી પર આવ્યા. ત્યાર પછી એક અજબ બનાવ બન્યો. તે એવો તો કે એક **શાહજાદી** હિંદુસ્તાનની ગાદીએ આવી. તે **ગુલામ વંશના પાદશાહ અલ્તમશની** શાહજાદી હતી. આ કુંવરીને તેના પિતાએ ઘણી સારી કેળવણી આપી હતી. **રાજ્યકારભાર કેમ ચલાવવો તથા રૈયત સાથે કેવી રીતે વર્તવું, એ તે સારી રીતે જાણતી હતી. તે ઘોડા પર બેસતી. અને ધનુષ ને તરવાર વાપરી શકતી. મરદના પોષાકમાં તે બહાર નીકળતી. એ પોતાના મોઢા પર કોઈ પણ જાતનો બુરખો રાખતી નહિ. ઘણા ઉત્તમ ગુણના શાહજાદાઓ સાથે અક્કલ હોશિયારીમાં તે બરાબરી કરી શકતી.** એના ભાઈઓ આળસુ અને શોખીન હતા, તેથી જ્યારે એનો પિતા દિલ્હી છોડી બીજા પ્રદેશમાં જતો, ત્યારે સઘળો રાજ્યકારભાર તે ચલાવતી હતી. તેની યોગ્યતા જોઈ તેના પિતાએ પોતાની પછી તેને ગાદીવારસ નીમી. રાજ્યના અમીરોને આથી આશ્ચર્ય લાગ્યું. રાજાએ તેમને કહ્યું, "મારા છોકરાઓને મોજશોખ બહુ ગમે છે. તેમનામાંથી એક પણ રાજ્ય ચલાવવાને લાયક નથી. મારી પુત્રી રઝિયા સ્ત્રી જાત છે, એ વાત ખરી; પરંતુ તેની વિચાર કરવાની શક્તિ પુરુષના જેવી છે, અને વીસ પુત્રો કરતાં પણ તે ચઢિઆતી છે.

**અલ્તમશના** મરણ પછી તેનો એક છોકરો ગાદીએ આવ્યો; પરંતુ તેણે એવી ખરાબ રીતે રાજ્ય કર્યું, કે રાજ્યના ઉમરાવોએ એકઠા મળી તેને હાંકી કાઢયો, અને રઝિયાને ગાદી પર બેસાડી. તેની

અક્કલ હોશિયારી વિષે તેમને સંપૂર્ણ ખાતરી હતી, અને રાજ્યકારભાર ઘણી ઉત્તમ રીતે ચલાવશે એમ તેઓ માનતા હતા. રઝિયા બેગમ નીવડી પણ તેવીજ. લોકોની દાદ ફરિઆદ તે જાતે સાંભળતી, અને તેમને યોગ્ય ન્યાય આપતી. ટુંકામાં કહીએ તો એનો અમલ બહુ ઉંચા પ્રકારનો હતો. તેમ છતાં કેટલાક બળવાખોર અમીરોને તેની રાજ્યપદ્ધતિ ગમી નહિ. એક સ્ત્રી તેમના પર રાજ્ય ચલાવે તે તેમનાથી સહન થયું નહિ, તેથી તેમણે બળવો કર્યો, અને તેને કેદ પકડી મારી નાખી. **હિંદુસ્તાનની આ પહેલી સુલતાનાએ** આશરે ત્રણ વરસ રાજ્ય કર્યું.

---

## ૨૦. ખિલજી વંશ.

### અલાઉદ્દીન અને કરણ.

**ગુલામ** વંશના રાજાઓ પછી **ખિલજી વંશના** રાજાઓ ગાદીએ આવ્યા. એ રાજાઓ તુર્ક જાતના હતા. આ સમયના સઘળા રાજ્યકર્તાઓનું વૃત્તાન્ત જાણવાની તમારે બહુ જરૂર નથી, પરંતુ **અલાઉદ્દીન** કે જેણે ઈ. સ. ૧૨૯૬ થી ૧૩૧૬ સુધી હિંદુસ્તાનમાં રાજ્ય કર્યું, તેને વિષે તમારે કાંઈક જાણવું જોઇએ. **અલાઉદ્દીન** ઘાતકી, ધાર્યું કરે તેવો, કઠણ છાતીવાળો અને નિર્દય રાજા હતો. પોતાના તરફ પ્રીતિ અને સરળ ભાવ રાખનાર તેના વૃદ્ધ કાકા **જલાલુદ્દીનને** વિશ્વાસઘાતથી મારી તેના બે છોકરાઓને મરાવી તે ગાદી ઉપર આવ્યો હતો. આશરે ૨૦ વરસ તેણે રાજ્ય કર્યું. શરૂઆતમાં પોતાના કાકા અને તેના દીકરાઓને મારી નંખાવવાનો બનાવ લોકો સહેલાઇથી ભૂલી જાય, માટે દક્ષિણમાંથી લૂંટેલું સઘળું દ્રવ્ય તેણે વહેંચી આપ્યું હતું. ત્યાર બાદ પોતાની સત્તા મજબુત બનાવવા તેણે ચાંપતા ઉપાયો લીધા હતા. પોતાનું રાજ્ય વધારવા **મહારાષ્ટ્ર** તરફ તે વધ્યો. રસ્તામાં તેને ઘણું ધન પ્રાપ્ત થયું, અને ઘણા રાજા-

ઓને હરાવી તે દિલ્હી પાછો વળ્યો. દિલ્હી પહોંચ્યા પછી તેને માલમ પડયું, કે **ગુજરાતમાં કરણ** નામે રાજા રાજ્ય કરે છે. તેને કમળાદેવી નામે અતિ રૂપવતી રાણી છે, તેને મેળવવા તેની ઈચ્છા થઈ. વળી ગુજરાત પ્રાંત ઘણો ફળદ્રુપ હતો, તેથી તે જીતવાનું તેને મન થયું. કરણ રાજાના પ્રધાન **માધવ**ને તેણે પોતાના પક્ષમાં લીધો, અને લડાઈની સઘળી તૈયારી કરી. તેણે ગુજરાત પર લશ્કર મોકલ્યું. કરણ રાજા બહુ બહાદુરીથી લડયો, પણ સઘળું વ્યર્થ ગયું. તે પોતાની દીકરી **દેવળદેવી** સાથે નાસી જઇ **બાગલાણ**ના કિલ્લામાં ભરાઇ બેઠો. **કમળાદેવી** દુશ્મનના હાથમાં ગઈ, અને નિરુપાયે **અલાઉદ્દીન**ની બેગમ બની.

કમળાદેવી પોતાના દિવસો સુખદુ:ખમાં **અલાઉદ્દીન**ના જનાનખાનામાં ગાળતી હતી. એક દિવસે તેને પોતાની પુત્રી સાંભરી આવી, તેથી તેણે પોતાના નવા ખાવિંદને કહ્યું, કે "મારી પુત્રી દેવળદેવીને મળવાની મારી ઘણી ઇચ્છા છે, માટે એને અહીં તેડાવો." **અલાઉદ્દીને** તેમ કરવા વચન આપ્યું, અને દેવળદેવીને શોધી લાવવા તેણે પોતાના સરદાર **કાફુર**ને લશ્કર સહિત વિદાય કર્યો. કાફુર શોધ કરતાં કરતાં દક્ષિણમાં જ્યાં કરણ રાજા ભરાઇ બેઠો હતો ત્યાં આવી પહોંચ્યો. તેણે કરણને દેવળદેવી સ્વાધીન કરવા જણાવ્યું. કરણ એક રજપૂત રાજા હતો, તેની રગેરગમાં રજપૂત લોહી વહેતું હતું, તેથી તેણે નિર્ભયપણે જવાબ આપ્યો, કે **"જ્યાં સુધી હું જીવું છું, ત્યાં સુધી દેવળદેવીને કદી આપનાર નથી. તારે દેવળદેવી જોઇતી હોય, તો પ્રથમ મને માર અને પછી એને લઇ જા."**

ઉપર વર્ણવેલા બનાવ પહેલાં **દેવગિરિ**ના રાજા **રામદેવે** પોતાના પુત્ર **શંકરદેવ** વાસ્તે દેવળદેવીનું માગું મોકલ્યું હતું, પણ **કરણે** તે માગું સ્વીકાર્યું નહોતું; કારણ કે રામદેવ તેના કરતાં હલકા કુળનો હતો; પરંતુ જ્યારે એને એમ લાગ્યું કે દેવળદેવીને પોતાની પાસે

રાખવી જોખમકારક છે, ત્યારે એણે રામદેવની માગણી કબુલ કરી, અને દેવળદેવીને દેવગિરિના રસ્તા તરફ ઘણા હેતપૂર્વક વિદાય કરી. રસ્તામાં અફઘાન ઘોડેસવાર ફરતા હતા, તેથી દેવળદેવી અને તેની ધાવને **ઇલોરાની** પ્રસિદ્ધ ગુફામાં સંતાઇ જવાની જરૂર પડી; પણ ત્યાંથી તેઓ પકડાયાં, અને અંતે તેમને દિલ્હી લઈ જવામાં આવ્યાં. ત્યાં અલાઉદ્દીનના શાહજાદા **ખિઝરખાન**ની નજર તે છોકરી પર પડી, અને તેના પર તેનો પ્રેમ બંધાયો. કમળાદેવીની પેઠે દેવળદેવી પણ અફઘાન શાહજાદાના હાથમાં ગઇ, કરણ અફઘાન સિપાઇઓ સાથે લડતાં લડતાં મરાયો, અને ગુજરાત ઉપર દિલ્હીના પાદશાહનો અમલ શરૂ થયો.

---

## ૨૧. અલાઉદ્દીન અને ચિતોડ.

### પદ્મિનીની વાર્તા.

**અલાઉદ્દીન** જે વખતે દિલ્હી પર રાજ્ય કરતો હતો, તે વખતે મેવાડની રાજધાની **ચિતોડ**માં **ભીમસિંહ** રાજ્યપદ ભોગવતો હતો. તેને **પદ્મિની** નામે અતિ સ્વરૂપવાન રાણી હતી. રજપૂતોને હરાવી ચિતોડ ગઢ લેવો, તથા પદ્મિનીને પોતાની બેગમ બનાવવી, એવી અલાઉદ્દીનની ઇચ્છા થઈ; તેથી અફઘાનોનું મોટું લશ્કર લઇ તેણે ચિતોડને ઘેરો ઘાલ્યો, પણ તેમાં નિષ્ફળ નીવડયો. અંતે કંટાળી જઈ તેણે **ભીમ**સિંહને કહાવ્યું, કે "**પદ્મિની જોવા મને ઘણી ઇચ્છા છે, અને મને એક વખત બતાવશો તો હું સત્વર દિલ્હી પાછો ચાલ્યો જઇશ.**" **ભીમ**સિંહે તેમ કરવા ના કહી. પરંતુ એક આયનામાંથી પદ્મિનીનો ચહેરો બતાવવા કબુલ કર્યું. અલાઉદ્દીનને આ વાત પસંદ પડી, અને માત્ર બે ત્રણ માણસ સાથે રજપૂતોના કિલ્લામાં નિર્ભયપણે તે ગયો. ત્યાં જઇ તેણે પદ્મિનીનું મુખકમળ આયનામાંથી જોયું, પણ તેથી તે સંતોષ પામ્યો નહિ; બલકે તેને મેળવવા તે વધારે

આતુર થયો. તેણે **ભી**મસિંહને કહ્યું, કે “ આપણે મિત્રની માફક છુટા પડવું જોઇએ. તમે મને ગઢના દરવાજા સુધી વળાવવા આવો, અને ત્યાંથી આપણે એક બીજાથી છુટા પડીશું.” **ભી**મસિંહે એના ઉપર વિશ્વાસ રાખ્યો, અને ગઢના દરવાજા સુધી તે તેને વળાવવા ગયો: પરંતુ **અ**લાઉદ્દીને તુર્ક લોકોનું લશ્કર સંતાડી રાખ્યું હતું, તે લશ્કર વડે **ભી**મસિંહને કેદ પકડી તુર્કી છાવણીમાં તે લઇ ગયો.

આ હકીકત સાંભળી રજપૂતો તથા **પદ્મિની** ઘણાં ક્રોધાયમાન થયાં. અંતે દગાખોર સાથે દગો કરવો એજ જરૂરનું ધારી પદ્મિનીએ **અ**લાઉદ્દીનને કહેવડાવ્યું, કે “તમે મારા પતિને છુટો કરશો તો હું પરણીશ. મારી પદવીને છાજે એમ દાસીઓ, વસ્ત્ર, આભૂષણ વગેરે લઇને હું બંધ પાલખીમાં આવીશ, અને તમને મળતા પહેલાં મારા પતિને હું એક વાર મળી લઈશ.” **અ**લાઉદ્દીને એ વાત કબુલ કરી.

સરત મુજબ ૭૦૦ પાલખીઓ તૈયાર કરવામાં આવી, અને દરેકમાં દાસીઓને બદલે રજપૂત યોદ્ધાઓ ગોઠવાઇ ગયા. તેમણે પોતાનાં વસ્ત્ર, બખ્તર, વગેરે તેમાં મૂકી રાખ્યાં. એક પાલખીમાં પદ્મિની પોતે બેઠી, અને સઘળો રસાલો તુર્કી છાવણી તરફ ચાલ્યો. ત્યાં પહોંચ્યાં એટલે સરત મુજબ **ભી**મસિંહને બહાર લાવવામાં આવ્યો. તે જેવો બહાર આવ્યો, કે તરતજ પાલખીમાંથી રજપૂત સરદારો કૂદી પડયા, અને તુર્કી સરદારો સાથે ઝપાઝપી કરી **ભી**મસિંહ તથા પદ્મિનીને લઇ ચિતોડ તરફ નાસી ગયા. અલાઉદ્દીનના લશ્કરે તેમની પૂઠ પકડી, અને ઝપાઝપીમાં ઘણા રજપૂતો માર્યા ગયા, પરંતુ પદ્મિની અલાઉદ્દીનના હાથમાં આવી નહિ.

નિરાશ થઇને **અ**લાઉદ્દીને ઘેરો ઉઠાવી લીધો. તેમ છતાં ચિતોડ આગળની હાર તેના હૃદયમાં સાલ્યા કરતી હતી, તેથી ફરીથી મોટું લશ્કર લઈ તેણે બીજી વાર ચિતોડને ઘેરો ઘાલ્યો. રજપૂતોએ ઘણી વાર અફઘાનોને પાછા હઠાવ્યા, પણ અફઘાનનું બળ કોઇ પણ પ્રકારે ઓછું

થયું નહિ. છેવટે એક છેલ્લો ધસારો કરી રજપૂતો પોતાના દેશને વાસ્તે પોતાનાં માણસોનું બળિદાન આપવાના નિશ્ચય પર આવ્યા. તે અરસામાં એક રાત્રે **ભીમ**સિંહને સ્વપ્ન આવ્યું, અને તેમાં કાલિકા માતાએ તેને દર્શન દીધાં. માતાજીએ તેને કહ્યું, કે **"તારા રાજ્યના બાર રાજાઓ મરશે, ત્યારેજ ચિતોડનો છૂટકારો થશે."** આથી **ભીમ**સિંહે પોતાના પુત્રોને એક પછી એક ગાદીએ બેસાડયા, અને તેઓ દુશ્મન સાથે લડતાં મરી ગયા. એકંદર ૧૧ કુંવરો મરણને શરણ થયા, ત્યારે **ભીમ**સિંહે પોતાના નાનામાં નાના પુત્રનો રાજ્યાભિષેક કર્યો, અને તેને પોતાના વિશ્વાસુ માણસો સાથે નસાડી મૂકયો. તેને વિદાય કરતી વખતે રાજાએ કહ્યું, કે "તું જીવતો હોઇશ તો મારો વંશ જારી રહેશે; અને કોઇ પણ દિવસે **ચિતોડનું રાજ્ય** ઉભું થશે."

પુત્રના ગયા પછી **ભીમ**સિંહ રજપૂત લોકોના રિવાજ પ્રમાણે થોડા શૂરવીર યોદ્ધાઓ સાથે દુશ્મન ઉપર તૂટી પડયો. **પદ્મિની અને બીજી રજપૂતાણીઓ એક ઉંડી ગુફામાં ભરાયાં, અને ચિતામાં જીવતાં બળી મુઆં.** રજપૂતોએ આ પ્રમાણે **કેસરીઆં** કરી બહાદુરીથી જેટલાને મરાય તેટલાને મારી પોતાના દેશને વાસ્તે પ્રાણ ખોયા.

આ પ્રમાણે ચિતોડના ઘેરાનો અંત આવ્યો. એક પણ રજપૂત અલાઉદ્દીનના હાથમાં જીવતો આવ્યો નહિ, અને જે ચિતોડ જાહોજલાલીથી દીપી રહેલું હતું, તે ચિતોડ ઉજ્જડ થઇ ગએલું તેની આંખ આગળ દેખાયું.

---

## ૨૨. તઘલખ વંશ.

### મહુંમદ તઘલખ.

ઈ. સ. ૧૩૧૬ માં **અલાઉદ્દીન ખિલજી** મરણ પામ્યો. ત્યાર પછી **ગ્યાસુદીન તઘલખ** નામનો પંજાબનો એક જોરાવર સુબો હતો, તે દિલ્હી પર ચઢી આવ્યો, અને છેલ્લા **ખિલજી** રાજા **ખુશરૂ**ને હરાવી

મારી નાખી પોતે ગાદીએ બેઠો. તેના મરણ પછી તેનો દીકરો **મહંમદ તઘલખ** ગાદીએ આવ્યો. તે સ્વભાવે આકરો હતો, અને પોતાના મગજમાં સ્ફૂરેલા વિચારને દઢપણે વળગી રહેતો, પછી તે ખરો હોય કે ખોટો હોય. દીર્ઘ દષ્ટિ પહોંચાડી કામ કરવાની ખામીને લીધે તેની કારકીર્દિ વખોડાઈ, અને '**મહંમદ તઘલખ ગાંડો**' એ નામથી ઓળખાયો. તેણે ચાંદીના સિક્કાને બદલે તાંબાના રૂપીઆ ચલાવવા માંડયા; આથી લોકો ઘણા નારાજ થયા, પણ તેણે જરાએ દરકાર કરી નહિ. લોકો તેને '**ખૂની**' કહેતા હતા; કારણ કે ભાગ્યે એક પણ એવો દિવસ જતો કે એના મહેલ આગળ મનુષ્યવધ થયો ન હોય. દરરોજ સેંકડો મનુષ્યને હાથપગ બાંધી તેની પાસે લઇ જવામાં આવતાં હતાં, અને પોતાની મરજી મુજબ ન્યાય આપી તે તેમને નિર્દયપણે શિક્ષા કરતો.

એણે પોતાનું રાજ્ય ઘણું વધાર્યું, અને **દક્ષિણમાં દેવગિરિ** સુધી એની સત્તા પ્રસરી. **દિલ્હી** જે પોતાનું રાજધાનીનું શહેર હતું, તે બદલી પોતાની રૈયતને **દેવગિરિમાં** રહેવા જવા ફરમાવ્યું. દેવગિરિને **દોલતાબાદ**નું નામ આપ્યું, અને તેને પાટનગર બનાવ્યું. ઘરબાર છોડી ૮૦૦ માઇલ જેટલે છેટે દેવગિરિ જવામાં લોકોને બહુ સહન કરવું પડયું. તે વખતે આગગાડી વગેરે મુસાફરીનાં સાધન હતાં નહિ, તેથી રસ્તામાં અસહ્ય થાકથી કેટલાકના પ્રાણ ગયા. એક અપંગ અને અંધ પુરુષથી મુસાફરીનો શ્રમ વેઠી શકાય એમ નહોતું, તોપણ તેને જોરજુલમથી દોલતાબાદ ઘસડી લઇ જવામાં આવ્યો. અંતે તે બિચારો ૪૦ દિવસની મુસાફરી કરી મરણ પામ્યો.

**મહંમદ એવો ઘાતકી હતો, કે દયા શું છે એ તે સમજતો નહોતો. તે જીવતા માણસની ચામડી ઉતરાવતો, અને તેમને હાથીઓના પગ તળે ચગદાવી મારી નાખતો.** આ ઘાતકી રાજા ઈ. સ. ૧૩૫૧ માં મરણ પામ્યો.

---

## ૨૩. ફિરોઝ.

**મહંમદ** પછી તેનો ભત્રીજો **ફિરોઝ** ગાદીએ બેઠો. **ફિરોઝ**-ની મા રજપૂતાણી હતી, તેથી તેને અર્ધો હિંદુ ગણી શકાય. તે સ્વભાવે ઘણો નમ્ર તથા દયાળુ હતો, અને લડાઇ તરફ તેને ઘણો તિરસ્કાર હતો. ગાદીએ આવ્યા પછી એક વિદ્વાન પુરુષને તેણે પ્રધાનપદ આપ્યું, અને તેની સલાહથી ઘણી ઉત્તમ રીતે રાજ્ય કર્યું. રૈયત પર કરનો જે અસહ્ય બોજો મૂકવામાં આવેલો હતો તેમાં તેણે ઘટાડો કર્યો, અને રૈયત સુખચેનથી દહાડા કાઢવા લાગી. લોકોના ઘરમાં અનાજ તથા ખાવાનાં સાધનો પુષ્કળ માલમ પડતાં હતાં, અને દરેક જણ પાસે સોનારૂપાના દાગીના દેખાતા હતા.

દિલ્હીનું રાજ્ય દિવસે દિવસે વૃદ્ધિ પામતું ગયું, અને સુલતાને સુશોભિત શહેરો વસાવવા માંડયાં. **ફતેહાબાદ, જુઆનપુર,** વગેરે સુંદર શહેરો એના વખતમાં વસ્યાં. શહેરમાં લોકોને પાણી પુરૂં પાડવા માટે તેણે **જમના** અને **સતલજ** નદીઓમાંથી નહેરો ખોદાવી. આવી નહેરોમાંની એક નહેર જેને **'જમનાની નહેર'** કહે છે, તે હાલ પણ જોવામાં આવે છે, અને તેમાંથી દિલ્હીના શહેરીઓને પાણી પૂરૂં પડે છે. આ ભલા અને માયાળુ સુલતાને ઠામ ઠામ **પૂલો, મસ્જિદો** અને **પાઠશાળાઓ બંધાવી,** અને **જુનાં મકાનો સમરાવ્યાં.**

ગરીબ તથા વૃદ્ધ પુરુષો જે કામકાજ કરી શકતા નહોતા, તેમને દરેક વર્ષે આ ભલો રાજા પૈસાની મોટી રકમ આપતો. તે ઉપરાંત માંદાને વાસ્તે તેણે દવાખાનાં તૈયાર કરાવ્યાં. એના રાજ્ય દરમિઆન રૈયત ઘણી સુખી તથા આબાદ માલમ પડતી હતી, અને બળવા, કાવતરાં, તથા અશાંતિ શું છે, તે લોકો જાણતા નહિ. ટુંકમાં કહીએ તો **જેમ એક પિતા પોતાનાં બાળકો ઉપર રહેમ નજર રાખી સત્તા ભોગવે છે, અને તેમના કલ્યાણના ઉપાય**

**શોધે છે, તેમ આ માયાળુ રાજા પોતાની રૈયત પર સત્તા ભોગવતો હતો, અને તેમની સુખાકારી વાસ્તે અનહદ શ્રમ લેતો હતો.**

**ફિરોઝ** પછી આ વંશના ચાર રાજાઓ થયા. તેમના વખતમાં દિલ્હીના તાબાના પ્રાંતો એક પછી એક સ્વતંત્ર થઈ ગયા, અને છેલ્લા તઘલખ રાજાના અમલ દરમિઆન માત્ર દિલ્હી અને તેની આસપાસનોજ મુલક રહ્યો. તે પ્રદેશ પણ જ્યારે **મોગલો** હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે જતો રહ્યો.

## ૨૪. ગુજરાતના સ્વતંત્ર મુસલમાન સુલતાનો, અને અમદાવાદની સ્થાપના.

**કરણ** રાજાના મરણ પછી ગુજરાત ઉપર દિલ્હીના પાદશાહનો અમલ થયો, એવું તમે આગળ વાંચી ગયા છો. દિલ્હીના પાદશાહો ગુજરાતનું રાજ્ય ચલાવવા પોતાના પ્રતિનિધિ તરીકે **સુબાઓ** મોકલતા હતા. તે સુબાઓમાંથી એક સુબાએ **મુઝફ્ફરશાહ** નામ ધારણ કર્યું, અને ગુજરાતનો પહેલો સુલતાન થયો. તેના પૌત્ર **અહમદે** તેનું ખૂન કર્યું, અને **અહમદશાહ** નામ ધારણ કરી પોતે ગાદી પર બેઠો.

**અહમદશાહે** પોતાના નામ પરથી **સાબરમતી** નદીને કિનારે **અમદાવાદ** શહેર વસાવ્યું. તે શહેરમાં **મસ્જિદો, મહેલો** અને **કિલ્લાઓ** તેણે ચણાવ્યાં. દિવસે દિવસે તે ગુજરાતનું એક નામીચું શહેર થતું ગયું. ઘણા વેપારીઓ, ધનાઢ્ય શેઠીઆઓ અને કુશળ કારીગરો ત્યાં વસવા લાગ્યા. હાલ તે ગુજરાતનું ઉદ્યોગ અને વેપારનું મથક ગણાય છે. ત્યાં ઘણી મીલો અને કારખાનાં છે, જેમાં ઘણી વસ્તુઓ બને છે. એ શહેર વસાવ્યાને આજ લગભગ ૫૦૦ વરસ થઈ ગયાં છે.

**અહમદશાહ** બળવાન સુલતાન હતો. તેણે ગુજરાત તથા માળવાના ઘણા રાજાઓને હરાવ્યા, અને તેમની પાસેથી ખંડણી

લીધી. તેના રાજ્ય દરમિઆન **વાઘેલા** વંશના **વરહોજી** અને **જેતોજી** નામના બે ભાઇઓ જે બહારવટીઆ તરીકે જાણીતા થયા હતા, તેઓ તે દેશ લૂટવાને નીકળી આવ્યા. તેઓ ઘણા બહાદુર અને એકવચની હતા. તેઓ **અ**મદાવાદ શહેર આગળ આવી પહોંચ્યા અને છૂપા વેશમાં ગામને પાદરે ફર્યા કરતા હતા. એવામાં એક સાંજે અહમદશાહની બેગમ એક પીરની કબર આગળ **નિ**માજ પઢવા આવી, તે તેમણે જોઇ. તરતજ બન્ને ભાઇઓએ તેને ઘેરી લીધી અને તેને કહ્યું, કે "અમે **વ**રહો અને **જે**તો નામના રજપૂત સરદારો છીએ, અને અમે અમારાં ગામો પાછાં માગીએ છીએ."

બેગમે તેમના શબ્દ સાંભળી જવાબ દીધો, કે "તમે મને છોડશો તો હું તમને તમારાં ગામ પાછાં અપાવીશ." બન્ને ભાઈ-ઓએ તેના પર વિશ્વાસ રાખી તેને છોડી દીધી. બેગમે સુલતાનને સમજાવી તેમનાં ગામ પાછાં અપાવ્યાં. આથી બંને ભાઇઓ સુલતાન પર ઘણા ખુશી થયા, અને પોતાની બેન **લીલાનાં** સુલતાન સાથે લગ્ન કર્યાં. **લીલા** જે ઇતિહાસમાં "**લીલા વાઘેલી**" તરીકે જાણીતી થઈ છે, તે સુલતાનની ઘણી માનીતી બેગમ થઇ પડી.

---

## ૨૫. મહમૂદ બેગડો.

**સુલતાન મહમૂદ** ગુજરાતના મુસલમાન રાજાઓમાં મોટામાં મોટો હતો. ૧૪ વરસની ઉંમરે ઈ. સ. ૧૪૫૯ માં તે ગાદીએ આવ્યો. શરૂઆતમાં તેની તરુણ અવસ્થાને લીધે તેના રાજ્યમાં અશાંતિ રહી, અને કોઈ કોઇ ઠેકાણે બળવા ફાટી નીકળ્યા; પણ જેમ જેમ તે મોટો થયો, તેમ તેમ પોતાના રાજ્યમાં સારો બંદોબસ્ત રાખવા તે શક્તિમાન થયો. એક દિવસે તેણે પોતાના **પેગંબર**ને સ્વપ્નામાં જોયા. તેમણે તેની આસપાસનાં હિંદુ રાજ્યો જીતી લેવા તથા તેમાં

મુસલમાની ધર્મે દાખલ કરવા તેને સૂચના કરી. આથી પશ્ચિમે **સોરઠ** પ્રાન્ત પર અને પૂર્વે **ચાંપાનેર** પર હુમલો કરવાનો તેણે નિશ્ચય કર્યો.

**સોરઠ** પ્રાન્ત ગુજરાતની નૈર્ઋત્યમાં કાઠિઆવાડમાં આવેલો છે. મુખ્ય શહેર **જુનાગઢ** છે. ત્યાં **ગિરનાર** નામે ડુંગર છે. તેના ઉપર જૈન ધર્મીઓનાં ઘણાં ઉત્તમ દહેરાં છે. આખો પ્રાન્ત **મંડળિક** નામે રાજાના હાથમાં હતો. તેની સામે **મહમૂદ બેગડો** મોટું લશ્કર લઇને ગયો. રજપૂત રાજા પાસે તોપ અને બંદુકો વગેરે હથિઆર નહોતાં, તેથી મુસલમાન સુલતાન સાથે તે ટક્કર ઝીલી શક્યો નહિ ને તેને શરણે ગયો, અને મોટી રકમો તેને આપી; પરંતુ એટલાથી **મહમૂદ** સંતોષ પામ્યો નહિ, અને **ગિરનાર** જીતી લેવાનો અને **સોરઠ** તથા **જુનાગઢ**માં મુસલમાની ધર્મ ફેલાવવાનો તેનો દૃઢ નિશ્ચય હતો, તેથી તે ફરીથી ત્યાં એક ચઢાઈ લઇ ગયો. **મંડળિકે** પોતાને હેરાન નહિ કરવા બાબત ઘણી આજીજી કરી, પણ સુલતાને તેનું જરા પણ માન્યું નહિ. અંતે તેણે કિલ્લાની કુંચી સુલતાનને સ્વાધીન કરી પોતે મુસલમાન થયો. તેણે પોતાની પાછલી જિંદગી અમદાવાદમાં ગાળી.

**જુનાગઢ** જીત્યા પછી **મહમૂદે ચાંપાનેર** તરફ પોતાની દૃષ્ટિ ફેરવી. **ચાંપાનેર**નો કિલ્લો મોટો હતો, અને તેમાં રજપૂતોએ સૈકડો વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. એ કિલ્લો **પાવાગઢ** તરીકે પ્રસિદ્ધ હતો. તેના શિખર ઉપર **કાલિકા માતાનું** દહેરૂં છે. તે વખતે ત્યાં **પતાઇ રાવળ** રાજ્ય કરતો હતો.

જ્યારે રાવળને ખબર પડી કે સુલતાન **મહમૂદ** પોતાના ગઢ ઉપર હુમલો લાવે છે, ત્યારે પોતાના બચાવ માટે તેણે ઘણા પ્રયત્ન કર્યા. કિલ્લાને મજબુત બનાવી તેની આસપાસ ઉંડી ખાઈ ખોદાવી. તમામ લશ્કર ભેગું કર્યું, અને તેણે મરતાં સુધી લડવાની તૈયારી કરી. **મહમૂદે** એક મોટું લશ્કર તૈયાર કરી **ચાંપાનેર**ને ઘેરો ઘાલ્યો.

ઘેરો બાર વરસ પહોંચ્યો. અંતે **પતાઈ** રાવળ કંટાળી જઈ બૈરાં છોકરાંની કતલ કરી હાથમાં તરવાર લઈ શૂરવીર સામંતોની સાથે મુસલમાન લશ્કર પર તૂટી પડયો. તે ઘણી બહાદુરીથી લડયો, પણ અંતે કેદ પકડાયો. મહમૂદે તેને કહ્યું, કે " જો તું મુસલમાન થઈશ તો હું તારી જિંદગી બચાવીશ." રાવળે આ વાતને તિરસ્કારી કાઢી, તેથી તેને મારી નાખવામાં આવ્યો.

**મહમૂદે જુનાગઢ** અને **પાવાગઢ** એ બે ગઢ લીધા, તેથી "**બેગડો**" કહેવાય છે. તેનો દેખાવ ઘણો વિચિત્ર હતો. તેની મૂછો બહુ લાંબી હતી, અને તે પોતાના માથા ઉપર એ મૂછોની ગાંઠો બાંધતો. તેણે ઘણી મસ્જિદો, વિદ્યાલયો, અને ધર્મશાળાઓ ચણાવ્યાં. તે ઉપરાંત મુસાફરોની સગવડ વાસ્તે રસ્તામાં કુવા, વાવ, ખોદાવ્યાં અને ઝાડો રોપાવ્યાં. જિંદગીના પાછલા ભાગમાં એનું હૃદય ઘણું દયાળુ થઇ ગયું હતું. જે કોઇ પણ નિરાશ્રિત મરદ અથવા સ્ત્રી તેની પાસે આવતાં, તે સઘળાંને તે મદદ કરતો.

---

## ૨૬. બ્રાહ્મણી રાજ્ય.

### હસનગંગુની વાર્તા.

**મહંમદ તઘલખ**ના વખતમાં ગંગુ નામના બ્રાહ્મણને ત્યાં એક અફઘાન નોકરી કરતો હતો. તેનું નામ **હસન** હતું. શેઠે તેને થોડી જમીન કાઢી આપી હતી, તેથી જમીન ખેડી તે પોતાનો નિર્વાહ કરતો હતો. એક દિવસ તે જમીન ખેડતો હતો, એટલામાં કર્મ-સંજોગે તેને જમીનમાંથી ધન મળી આવ્યું. હસનને લાગ્યું, કે જમીન મારી નથી; માત્ર અનાજ ઉપર મારો હક્ક છે, તેથી તે ધન તેણે પોતાના શેઠને આપી દીધું. આ વાત રાજાના કાને ગઈ, અને હસનના પ્રમાણિકપણાથી તે ઘણો ખુશી થયો. રાજાએ તેની પ્રશંસા કરી, અને તેને ૧૦૦ ઘોડેસવારની ટુકડીનો ઉપરી નીમ્યો. આ

પ્રમાણે હસનનો ભાગ્યોદય થયો. તેના શેઠે તેને કહ્યું કે "ભવિષ્યમાં તું એક મોટો પુરુષ થઇશ; કદાચ રાજાનું પદ પણ તું પામીશ. એવો સમય આવે તો મને તું ભૂલતો નહિ; પણ મને તારો પ્રધાન નીમજે, અને મારી યાદગીરી તરીકે તારા નામ સાથે ગંગુ શબ્દ ઉમેરજે." **હસને** એ વાત કબુલ રાખી, અને દિલ્હી છોડી તે દખ્ખણમાં ગયો.

**મહંમદના** જુલમથી સઘળી રૈયત કંટાળી ગઇ હતી, તેથી તેણે રાજા સામે બળવો ઉઠાવ્યો. એ બળવામાં ત્રાસ વર્તાઇ રહ્યો, અને અંતે **દોલતાબાદ** બળવાખોરોના હાથમાં ગયું.

આ બળવામાં હસને ભાગ લીધો હતો, તેથી તેમણે તેને '**ઝાફરખાન**'નો ઈલ્કાબ આપ્યો. હસને બળવાખોરોની મદદથી મહંમદને હરાવ્યો, અને ઇ. સ. ૧૩૪૭ માં તેનો રાજ્યાભિષેક થયો. તેણે પોતાના **પાટનગર** તરીકે **ગુલબર્ગ** પસંદ કર્યું, અને **ગંગુ** નામ પોતાના નામ સાથે જોડી **બ્રાહ્મણી રાજ્યનો** પાયો નાખ્યો. કોઇ તેને **બાહ્મણી રાજ્ય** પણ કહે છે. તે '**બ્રાહ્મણી**'નો અપભ્રંશ છે.

બ્રાહ્મણી રાજ્ય ઘણાં વર્ષ સુધી હિંદુસ્તાનમાં રહ્યું. જે સમયમાં તેની શરૂઆત થઈ, તેજ અરસામાં દક્ષિણમાં **વિજયનગરમાં** એક મોટું હિંદુ રાજ્ય સ્થપાયું. તે રાજ્ય લગભગ ૨૫૦ વર્ષ સુધી ટકી રહ્યું. આ બંને રાજ્યો એક બીજા સાથે મિત્રાચારી રાખતાં હતાં, પણ જ્યારે દિલ્હીના રાજાઓનો ડર તેમને રહ્યો નહિ, ત્યારે તેઓ બંને માંહોમાંહે લડયાં. અંતે કેટલાંક વર્ષ પછી બ્રાહ્મણી રાજ્ય તૂટયું, અને તેનાં જુદાં જુદાં પાંચ રાજ્ય થયાં. તેઓ **બિજાપુર, ગોવળકોંડા, અહમદનગર, વરાડ,** અને **બિડર** નામે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. વિજયનગરના હિંદુ રાજ્યનો પણ છેડો આવ્યો. **તાલિકોટાની** લડાઇમાં મુસલમાન રાજાઓએ હિંદુઓને હરાવ્યા, અને ત્યાર પછી વિજયનગર રાજ્યનું નામ નિશાન પણ રહ્યું નહિ.

---

## ૨૭. તૈમુર લંગડો.

**ચંગીઝખાન**નું રાજ્ય તેના પુત્રોના પછી **તૈમુર**ના હાથમાં આવ્યું. **તુર્કસ્તાન**ની આસપાસનો પ્રદેશ પ્રથમ જીતી તે આગળ વધ્યો, અને તેની પાસેના એક દેશના મધ્ય ભાગમાં આવેલા એક ગામડા પર તેણે છાપો માર્યો. તેમાં તે હાર્યો અને છૂપા વેશમાં નાસી જઈ, ઘેર ઘેર ભટકી ભિક્ષા માગી, તેને પોતાનું પેટ ભરવું પડયું. એક દિવસે તેણે એક વૃદ્ધ ડોસીને ત્યાં ભિક્ષા માગી. ડોસીએ થાળીમાં ઉનો ભાત આગળ ધર્યો. **તૈમુરે** તેમાંથી બાચકો ભર્યો, પણ દાઝયો અને બધો ભાત તેના હાથમાંથી પડી ગયો. ડોસી આ જોઇ બોલી, કે "તું **તૈમુર તાતાર** જેવો છે. હમણાંજ તેનો પરાજય થયો; કારણ કે સરહદ પરના મુલક જીતવાને બદલે તેણે મધ્ય પ્રદેશો જીતવા માંડયા. તેં પણ જો થોડો ભાત લીધો હોત તો તું દાઝત નહિ, અને સઘળો ભાત તું ખાઈ શકત." આ પરથી તૈમુરે શિખામણ લીધી. આખો લાડવો એકદમ ખાધા કરતાં કકડે કકડે ખાવો એ વધારે સારૂં છે, એમ એને ખાતરી થઈ.

**તૈમુર** ચુસ્ત મુસલમાન હતો, તેથી **ઇસ્લામ ધર્મ** નહિ માનનાર પર ચઢાઈ કરવી એવો તેણે દઢ નિશ્ચય કર્યો. તેણે **હિંદુસ્તાન** સંબંધી ખબરઅંતર મંગાવી. તે પરથી તેને માલમ પડયું, કે **હિંદુસ્તાન** સમૃદ્ધ દેશ છે. ત્યાં સોનું, રૂપું, હીરા, માણેક વગેરે અમૂલ્ય જવાહીર મળી શકે છે. તે ઉપરાંત તે દેશ ઘણો ફળદ્રુપ છે. ત્યાં ખોરાકનાં સાધન અનેક છે; પરંતુ તેને એવું કહેવામાં આવ્યું કે **હિંદુસ્તાન**માં દાખલ થવું ઘણું કઠણ છે. તે દેશની ઉત્તરમાં પાંચ નદીઓ આવેલી છે, તે સહેલાઇથી ઓળંગી શકાય એવી નથી. વળી ત્યાંના રજપૂત રાજાઓ ઘણા બળવાન છે, અને વિદેશીને તેઓ પોતાના દેશમાં આવવા દેતા નથી. એ દેશના રાજાઓ પાસે હાથી, ઘોડા ઘણા છે. તેઓ એવા જોરાવર છે, કે ઘોડા અને તેના

સવારને પકડી હવામાં ઉપાડી ભોંય પર પછાડી તેમને મારી નાખે છે. આવી અનેક વાતના ગપાટા **તૈમુર** આગળ આવ્યા, પણ તે જરાએ ગભરાયો નહિ. ઝનૂની અને બળવાન લશ્કર એકઠું કરી **ખૈબર-ઘાટને** રસ્તે તે હિંદુસ્તાનમાં દાખલ થયો.

પ્રથમ સિંધુ નદી ઓળંગી તૈમુર **પંજાબ**માં આવ્યો. રસ્તામાં જે જે શહેરો તથા ગામડાં આવતાં ગયાં, તે સઘળાં તેણે બાળી મૂકયાં. લાખો માણસોને તેણે કેદ પકડયાં. ઠામ ઠામ તેનો ત્રાસ વર્તાઇ રહ્યો, અને તેના નામથી થરથર ધ્રૂજવા લાગ્યાં. દિલ્હીમાં તે વખતે **તઘ-લખ વંશનો** છેલ્લો રાજા રાજ્ય કરતો હતો. શરૂઆતમાં તો ભય પામી તે કિલ્લામાં ભરાઈ ગયો, પણ થોડા દિવસ પછી લશ્કર લઈ બહાર નીકળ્યો, ને ઘણી બહાદુરીથી લડયો; તેમાં અંતે તેનો પરા-જય થયો, અને તે ગુજરાત ભણી નાઠો. તૈમુરના લશ્કરમાં હિંદુ અને મુસલમાન કેદીઓ હતા. તેમની સંખ્યા ઘણી હોવાથી વખતે તેઓ નડશે એમ ધારી **તૈમુરે** તમામની કતલ કરાવી નાખી. **ઇતિહાસલેખક ફિરસ્તા કહે છે, કે એ પ્રમાણે એક લાખ કેદીને તેણે કાપી નાખ્યા.**

ત્યાર પછી **તૈમુરે** હિંદુસ્તાનના પાદશાહની પદવી ધારણ કરી. દિલ્હીના લોકો તાબે થયા. તેમનું રક્ષણ કરવાનું તૈમુરે વચન આપ્યું. પછી લોકો પાસે જોરજુલમથી દંડ ઉઘરાવવા માંડયો. આથી લોકો સામે થયા, એટલે **તૈમુરના** લશ્કરે શહેરમાં કતલ ચલાવી મૂકી. **પાંચ દિવસ સુધી** એમ ચાલ્યું. **તૈમુરે** પોતાના સિપાઈઓને અતિ ઘાતકી કામ કરતાં જોયા, પણ તેણે તેમને બીલકુલ રોકયા નહિ, અને લૂટવાને કાંઇ રહ્યું નહિ, ત્યારે **તૈમુરે** કૂચ કરવાનો હુકમ આપ્યો. શહેરમાંથી તેણે ઘણું દ્રવ્ય લૂટયું, અને અસંખ્ય સ્ત્રીપુરુષોને ગુલામ કર્યાં.

**તૈમુર** ઘણો બહાદુર હતો. ત્રેસઠ વર્ષની ઉંમરનો છતાં તે લડાઈમાં

આગળ પડતો અને શ્રમ ખમી શકતો. તે દેખાવડો હતો, તેનું માથું મોટું હતું, તથા અવાજ બુલંદ હતો. એક પગે તે લંગડો હતો, જેથી તેને " **તૈમુર લંગડો** " કહેવામાં આવે છે.

---

## ૨૮. મોગલ પાદશાહો.

### બાબર.

**તૈમુર** પછી તેની છઠ્ઠી પેઢીએ **બાબર** ઉતરી આવેલો હતો. તુર્ક અને **મોંગોલીઅન** પ્રજાનું મિશ્રિત લોહી તેના શરીરમાં વહેતું હતું, તેથી તે **'મોગલ'** કહેવાયો. 'મોગલ' એ 'મોંગલ' શબ્દનો અપભ્રંશ છે. **બાબર** અને તેની પછીના સઘળા મુસલમાન પાદશાહો મોગલ કહેવાય છે; જો કે ખરી રીતે જોતાં તેઓ તુર્કી રાજાઓ હતા. **બાબર**નું ખરૂં નામ **ઝહીરૂદ્દીન** હતું. નાની વયે તે વાંચતાં લખતાં શીખ્યો, અને તેણે ઘોડે બેસવામાં તથા શિકાર કરવામાં કુશળતા મેળવી. ફૂલ અને બાગબગીચા ઉપર તેને ઘણો પ્રેમ હતો. જિંદગીનો હેવાલ તેણે પોતે લખેલા તેના જીવનચરિત્ર ઉપરથી આપણે સારી રીતે જાણીએ છીએ. બાર વર્ષની ઉંમરે તેનો પિતા મરણ પામ્યો. તે વખતે તેનો કાકો તુર્કસ્તાનનું તેનું નાનું રાજ્ય પચાવી પડવાની કોશીશ કરતો હતો. આ ખબર સાંભળી **બાબરે** પોતાના **કાકાનું સમરકંદનું** રાજ્ય જીતી લેવાનો નિશ્ચય કર્યો, ને ઈ.સ.૧૪૯૭ માં તેણે **સમરકંદ** જીત્યું; પરંતુ પોતાની સત્તા ત્યાં બરાબર જામે ત્યાં સુધી તે રહી શકયો નહિ. ત્યાર પછી



ઇ. સ. ૧૫૦૪ માં તેણે **કાબુલ** લીધું, અને ઇ. સ. ૧૫૧૦ માં **હિંદુસ્તાન** તરફ આવવા નીકળ્યો. **પેશાવર** થઈને તે પંજાબમાં દાખલ થયો, અને કેટલીક લૂંટ મેળવ્યા પછી **કાબુલ** પાછો વળ્યો.

તે અરસામાં દિલ્હીની ગાદી પર **ઇબ્રાહીમ લોદી** રાજ્ય કરતો હતો. તેની રાજ્યપદ્ધતિ ઘણી ખરાબ હતી, અને પ્રજા તેનાથી અસંતુષ્ટ રહેતી હતી; તેથી તેણે **બાબર**ને નિમંત્રણ કરી **હિંદુસ્તાન** બોલાવ્યો. ઇ. સ. ૧૫૨૬ ના એપ્રિલમાં ૧૩,૦૦૦ મોગલ સિપાઈનું લશ્કર લઈ તે **હિંદુસ્તાન** આવ્યો, અને દિલ્હીથી ૫૦ માઈલ દૂર **પાણીપત**ના મેદાનમાં તેણે પડાવ નાખ્યો. ઇબ્રાહીમ **લોદી**ને આ બાબતની ખબર પડી, કે તરતજ તેની સામે લડવા નીકળ્યો. તેની પાસે ૧,૦૦,૦૦૦ માણસનું લશ્કર હતું, પણ તોપ અને દારૂગોળાનો ઉપયોગ તેને આવડતો ન હતો. મોગલો તેમની સાથે લડવાને પોતાની તોપો વગેરે લઈ આવ્યા હતા.

ઇ. સ. ૧૫૨૬ ના એપ્રિલ માહીનામાં લડાઇ શરૂ થઈ. મોગલ સેનાના મધ્ય ભાગમાં તોપો ગોઠવવામાં આવી. **હિંદુસ્તાન**ના લશ્કરે મોગલો ઉપર હુમલો કર્યો; પરંતુ મોગલો જરા પણ ડગ્યા નહિ. મોગલ ઘોડેસવારની ટુકડી ઇબ્રાહીમ લોદીના લશ્કરની બંને બાજુએ જઇ તેમની પાછળ વીંટળાઇ વળી. આથી **હિંદી** લશ્કરમાં ગભરાટ ફેલાયો, અને સિપાઇઓ નાસવા લાગ્યા: નાસતાં નાસતાં ઘણા માર્યા ગયા. ઇબ્રાહીમ પોતે પણ પડયો. આ પ્રમાણે ઇબ્રાહીમ લોદીને **પાણીપત**ના યુદ્ધમાં હરાવી **બાબ**રે મોગલ રાજ્યનો પાયો હિંદુસ્તાનમાં નાખ્યો.

**પાણી**પતની લડાઇથી બાબર માત્ર દિલ્હીના રાજ્યનોજ **ધણી** થયો. એને હજુ **રજપુતાના**ના રજપૂત રાજાઓ તથા કેટલાક મુસલમાન રાજાઓને હરાવવાના બાકી હતા. રજપૂત **રાજાઓમાં** ચિતોડનો **રાણો સંગ** સર્વોપરિ હતો. તે એક મોટું લશ્કર લઈ **સીક્રી** આગળ **બાબર** સામો આવી ઉભો રહ્યો. **બાબર**ના સિપાઇઓ **રાણા**

**સંગના** લશ્કરને **જોઈ** નાહિંમત થયા. વળી **કાબુલથી** કેટલાક માણસો આવ્યાં હતાં, તેમાં એક જોશી આવ્યો હતો. તેણે કહ્યું કે "રજપૂત સામે લડવામાં **બાબરનો** પરાજય થશે." આથી સિપાઇઓ બહુ ગભરાઇ ગયા, અને લડવા આનાકાની કરવા લાગ્યા. બાબરને દારૂનો ઘણો શોખ હતો. ગિઝનીથી ઘણો ઉમદા દારૂ માણસો સાથે આવ્યો હતો, પરંતુ આ વખતે તેણે સોગન લીધા કે હવે પછી હું કદી દારૂ પીશ નહિ. તેણે સોનારૂપાના દારૂના પ્યાલા જમીન પર નાખી દીધા. આથી સિપાઇઓના હૃદય ઉપર ઘણી ઊંડી અસર થઇ. બાબરે તેમને ઘણો બોધ દીધો. તેથી તેમણે પણ **કુરાન** હાથમાં લઈ સોગન લીધા કે **"અમારે જીતવું કે મરવું, પણ પાછા હઠવું નહિ."** અંતે રાણો સંગ લડાઇમાં હાર્યો.

બાબરે પોતાનું જીવનચરિત્ર પોતાના હાથેજ તુર્કી ભાષામાં લખેલું છે, તેથી જણાય છે કે તે બાર વર્ષની વયે ગાદી ઉપર બેઠો હતો. તેનું આખું જીવન લડાઇઓ લડવામાં ગયું હતું. રણભૂમિ પર ઘણી પ્રીતિ હોવા છતાં સ્વભાવે તે ક્રૂર અને નિર્દય નહોતો. લડાઇમાં કદાચ હારતો તોપણ હિંમત છોડતો નહિ, અને તાબે થનાર ઉપર કદી ઘા કરતો નહિ. પુત્રપ્રેમ, રાજા તરીકેનું શુદ્ધ જીવન, હિંમત, અને બહાદુરી વગેરે ગુણો તેનામાં દીપી રહ્યા હતા.

**'બાબર'** શબ્દનો અર્થ સિંહ થાય છે. તે ખરેખર સિંહના જેવો બહાદુર હતો. હિંદુસ્તાનમાં આવવાનો તેનો મુખ્ય ઉદ્દેશ **મહંમદ ગિઝની** અથવા બીજા મુસલમાન રાજાઓની પેઠે દેશ લૂંટવાનો કે દેવાલયો તોડી પાડવાનો નહોતો, પરંતુ હિંદુસ્તાનમાં સારી રીતે રાજ્ય કરવાનો હતો. તેણે અહીં પાંચ વર્ષ રાજ્ય કર્યું. અને તેના ૪૮ મા વર્ષમાં તે મરણ પામ્યો.

---

## ૨૯. (अ) હુમાયુ અને શેરશાહ.

**હુમાયુ** બાબરનો મોટો પુત્ર થતો હતો. તેના પર તેનું અત્યંત વહાલ હતું. **બાબર** હિંદુસ્તાનમાં માત્ર ચારજ વર્ષ રહ્યો હતો, અને તે વખતે **હુમાયુ** ઘણો માંદો પડયો હતો. તેની જીવવાની આશા રહી નહોતી. તેના પિતાને આથી ઘણું લાગી આવ્યું, અને તેને બચાવવા જે કાંઈ કરવું પડે તે સઘળું કરવા તે તૈયાર થયો. તેના એક દરબારીએ સૂચવ્યું, કે "જો તમે ઇશ્વરની બંદગી કરો, અને તમારી પાસે ઉત્તમમાં ઉત્તમ ચીજ જે હોય તે ઈશ્વરને અર્પણ કરો, તો કદાચ તમારા પુત્રની જિંદગી બચી શકે. તમારી પાસે **આગ્રા**માંથી મળેલો એક અમૂલ્ય હીરો છે, તે તમે ઈશ્વરને અર્પણ કરો." **બાબરે** જવાબ દીધો કે "મારી પાસે એથી પણ અમૂલ્ય ચીજ છે. તે ચીજ મારી પોતાની જિંદગી છે; તે અર્પણ કરવા હું ખુશી છું." એમ કહી પોતાના પુત્રની પથારી આગળ ઘુંટણીએ પડી તે બોલ્યો, કે "હે ઇશ્વર, તું મારા પુત્રને બચાવ, અને તેને બદલે મને ઉપાડી લે." થયું પણ તેમજ. **હુમાયુ** માંદગીમાંથી બચ્યો, અને બાબર મરણ પામ્યો.

હુમાયુને તેના **પિતા** તરફથી યુદ્ધકળાનું ઘણું સારૂં શિક્ષણ મળ્યું હતું, તેથી લડાઈમાં તે ઘણી સારી રીતે લડી શકતો; પરંતુ તેનું ચારિત્ર્ય ઉંચા પ્રકારનું નહોતું. ખંત શું છે તે એ સમજતો નહિ. પોતાનો ઘણો વખત મોજશોખ અને આળસમાં કાઢતો, તેથી દુશ્મનો તેના પર ફાવી જતા.

ગુજરાતના રાજા **બહાદુરશાહ** તથા **બંગાળાના** પઠાણ સરદાર **શેરશાહ** સાથે એને લડવું પડયું. શેરશાહે દગો કરી હુમાયુને હરાવ્યો. જ્યારે હુમાયુ અને તેના સિપાઇઓ નિર્ભયપણે સૂતા હતા, ત્યારે અફઘાનો તેમના ઉપર તૂટી પડયા. પરિણામે ઘણા સિપાઇઓ માર્યા ગયા, અને કેટલાક ગંગા નદીમાં ડૂબી મુઆ. હુમાયુએ પણ પોતાની જિંદગી બચાવવા ગંગા નદીમાં પડતું મૂકયું; પણ એક **ભીસ્તીએ**

પોતાની પખાલની મદદથી તેની જિંદગી બચાવી, અને તેને નદીને સામે પાર લઇ ગયો. હુમાયુએ આ વખતે તેને વચન આપ્યું કે તું આગ્રા આવીશ, તો હું તને ત્રણ કલાક રાજ્યાસન પર બેસાડી પાદશાહની પેઠે હુકમ કરવા દઇશ. થોડા વખત પછી એ **ભીસ્તી આગ્રા** જઈ ચઢયો, અને હુમાયુએ પોતાના વચન પ્રમાણે તેને ત્રણ કલાક ગાદી પર બેસવા દીધો. તે દરમિઆન **ભીસ્તી**એ પોતાનાં સગાંવહાલાંને **કીમતી બક્ષિસો** આપી, અને રાજપદનું સુખ ભોગવી લીધું.

બીજે વર્ષે હુમાયુએ લશ્કર ઉભું કર્યું, અને **શેરશાહ** સાથે તેને કનોજ આગળ એક લડાઇ થઈ. તેમાં પોતાના લશ્કરના કાવતરાથી તે હારી ગયો, અને **રજપૂતાના**માં નાસી ગયો. અફઘાન સરદારોએ તેની પુંઠ પકડી, તેથી નાસતાં નાસતાં તે એક રણમાં આવી પહોંચ્યો. ત્યાં પાણીની તેમને બહુ વિટંબણા પડી. પાણી વાસ્તે તેના સિપાઇઓ માંહોમાંહે લડી મુઆ. થોડા ઘણા જે જીવતા રહ્યા, તેમની સાથે **ઉમરકોટ શહેર**માં તે પહોંચ્યો. ત્યાં ઈ. સ. ૧૫૪૨ માં તેની બેગમ **હમીદા**ને પેટે પુત્રનો જન્મ થયો. તે પુત્રનું નામ **જલાલુદ્દીન** પાડવામાં આવ્યું. તે **મહાન અકબર**ના નામથી ઇતિહાસમાં પ્રખ્યાત થયો છે. ત્યાંથી તે **ઈરાન** ગયો. ઇરાનના રાજાએ તેને આશ્રય આપ્યો, અને તેનું રાજ્ય પાછું મેળવવામાં મદદ આપવાનું વચન આપ્યું. આ પ્રમાણે હુમાયુએ પ્રથમ પોતાનું રાજ્ય ગુમાવ્યું.

તે ઇરાનમાં રહ્યો, તે દરમિઆન **શેરશાહ** દિલ્હીની ગાદી પર બેઠો. તેણે ઘણી ઉત્તમ રીતે રાજયવ્યવસ્થા કરી, પણ એના મરણ પછી તેના વંશજો ઘણા નિર્બળ માલમ પડયા. તેમની સત્તા નામનીજ રહી. તેમનો પ્રધાન **હેમુ** સઘળો રાજકારભાર ચલાવતો હતો. સર્વત્ર અંધાધુંધી ફેલાઈ. આ તકનો લાભ લઇ પોતાના નીમકહલાલ સરદાર **બહેરામખાન** સાથે ઈરાનના પાદશાહની મદદ લઇ હુમાયુ **હિંદુસ્તાન**માં આવ્યો. સરહદ આગળ તેણે અફઘાનોને હરાવ્યા, અને પોતાનું રાજ્ય પાછું મેળવ્યું.

રાજ્ય પાછું મળ્યા પછી તે વધારે વખત ભોગવી શક્યો નહિ. એક વખત સાંજે પોતાના મહેલની અગાસી ઉપર તે ગયો, ત્યાંથી નીચે ઉતરતો હતો. એવામાં પાસેની મસ્જિદમાંથી બાંગનો પોકાર તેણે સાંભળ્યો. એટલે તે પગથીઆ ઉપર બેસી ગયો અને ઈશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો. ત્યાર પછી ઉઠી જેવો તે નીચે ઉતરવા જાય છે, કે તેની લાકડી આરસપહાણના પત્થર પરથી લપસી ગઇ અને તે નીચે પડયો. સખત ઇજાને પરિણામે ૫૦ વર્ષની ઉંમરે તે મરણ પામ્યો.

---

## ૨૯. (ब) સૂર વંશના રાજાઓ.

**શેરશાહ** સૂર જાતનો અફઘાન હતો. તેનું મૂળ નામ **હરિદ-ખાન** હતું. જુવાનપુરના સુલતાનની સાથે એક દિવસ શિકારે ગયો. ત્યાં તરવારના એકજ ઝટકાથી તેણે વાઘને માર્યો, જેથી સુલતાને તેને '**શેરખાન**' નો ખિતાબ આપ્યો હતો.

દિલ્હીની ગાદીએ બેઠા, ત્યારે તેણે '**શેરશાહ**' કે '**વાઘનો રાજા**' નામ ધારણ કર્યું હતું. તે વાઘના જેવો જોરાવર અને ચાલાક હતો. દુશ્મનો પ્રત્યે દયા કરતો નહિ. અને પોતાના લાભ આગળ કરેલા કરારોને તોડવા તે કદી અચકાતો નહિ.

ગાદીએ બેઠા પછી શેરશાહે ડહાપણથી રાજ્ય કર્યું. તેની પહેલાંના મુસલમાન રાજાઓ રાજ્યને લગતી નાની નાની બાબતોમાં ધ્યાન આપતા નહિ, અને તે કામો તેમના સરદારો અને અમલદારોને સોંપી દેતા. શરૂઆતમાં આ અમલદારો સારી રીતે કામ કરતા; પણ પાછળથી તેઓ મોજીલા અને આળસુ બની ગયા હતા, તેથી તેઓનું કામ તેમના હાથ નીચેના માણસોને સોંપી દેતા હતા. શેરશાહ આ પ્રમાણે નહિ વર્તતાં દરેકે દરેક કામમાં જાતે દેખરેખ રાખતો હતો. ગરીબમાં ગરીબ માણસની માફક તે ઉદ્યોગી રહેતો હતો. પ્રજાની સારી રીતે સંભાળ રાખતો. હિંદુઓ ઉપર જુલમ નહિ ગુજારતાં

ઘણા હિંદુઓને રાજ્યમાં તેણે સારી નોકરીઓ આપી હતી. બંગાળાથી સિંધુ નદી સુધી એક ધોરી રસ્તો તેણે કરાવ્યો હતો. ઠેકાણે ઠેકાણે ધર્મશાળાઓ, કુવા વગેરે બંધાવ્યાં હતાં. ટપાલ ખાતાની શરૂઆત પણ તેના રાજ્યમાંથીજ થઇ હતી. માળવા અને મારવાડનાં રાજ્યો જીતી લીધા બાદ કલિંજરના કિલ્લાને ઘેરો ઘાલતાં તે મરણ પામ્યો.

તેના મરણ બાદ તેનો પુત્ર **સલીમશાહ** ગાદી ઉપર આવ્યો. પિતાનો એક પણ ગુણ તેના અથવા તેના વંશજોમાં નહિ હોવાને લીધે થોડા વખતમાં રાજ્ય ગુમાવ્યું. હુમાયુ પોતાનો ગુમાવેલો મુલક પાછો મેળવવા મોટું લશ્કર લઇ ચઢી આવ્યો. અને દિલ્હી, આગ્રા જીતી લીધાં. બાદ ટુંક સમયમાં 'સૂર વંશ' નો છેડો આવ્યો.

હુમાયુ સ્વભાવે દયાળુ, માયાળુ, સાદો, નમ્ર, ઉદાર અને બહાદુર હતો. છતાં લશ્કરી સરદાર તરીકે તે ઘણો કાબેલ ન હતો; કારણ કે શેરખાન જેવા કુશળ સરદારથી તેને હાર ખાવી પડી હતી. તે કેળવાએલો અને વિદ્યાવ્યસની હતો, છતાં અફીણ ખાવાની આદતથી તે સુસ્ત બની ગયો હતો, જેને પરિણામે તેનો રાજ્યવહીવટ નબળો થવા લાગ્યો હતો. ભાઇઓ ઉપર તેને બહુજ પ્રીતિ હતી. અને તેમના તરફ તે ઘણોજ ભલો રહેતો. રાજ્યના ભાગ ભાઇઓને તેણે સરખા વહેંચી આપ્યા, તે રાજ્યદ્વારી દૃષ્ટિએ તેની મોટામાં મોટી ભૂલ હતી.

---

## ૩૦. અકબર અને બહેરામ.

### પાણીપતનું યુદ્ધ.

હુમાયુના મરણ વખતે તેનો પુત્ર **અકબર** **પંજાબમાં** હતો, તેથી ગાદીનો દાવો કરનાર ઘણા જણ નીકળી પડયા. દાવો કરનારમાં મુખ્ય પુરુષ **હેમુ** હતો. **શેરશાહ**ના વંશજોના વખતમાં પ્રધાનપદ તેણે ભોગવ્યું હતું. વળી તે ઘણો લોભી હતો. તેથી રાજગાદી મેળવવા પ્રયાસ કરવા લાગ્યો. પરંતુ **બહેરામખાન** તથા **તાર્દિ બેગ**

જેવા નીમકહલાલ સરદારો **અકબર** પાસે હતા. તેમણે તેને તેની તરુણ અવસ્થામાં ઘણી મદદ આપી.

**અકબર** અને **બહેરામ** એક મોટું લશ્કર લઇ હેમુને **પાણીપત**-ના મેદાનમાં ઇ. સ. ૧૫૫૬ માં મળ્યા. લડાઈ થોડો વખત ઘણી સખત ચાલી. અંતે એક તીર હેમુને વાગ્યું. અને તે મરણતોલ થઇ ગયો. આથી તેના લશ્કરમાં ગભરાટ ફેલાયો, અને સઘળા નાસવા લાગ્યા. હેમુને અકબર પાસે લઈ જવામાં આવ્યો. **બહેરામે** **અકબરને** કહ્યું. કે "આ તમારી પહેલી લડાઈ છે, માટે આ કાફરને મારી તમારી તરવારને એના લોહીથી તૃપ્ત કરો." પરંતુ અકબરે કહ્યું, કે "એ મરેલા જેવોજ છે. જો તેનામાં જોર તથા હોશિયારી હોત, તો એને મારી તરવારનો સ્વાદ ચખાડત. આથી **બહેરામે** પોતે ભર દરબારમાં હેમુને મારી નાખ્યો. આજ પ્રમાણે ઇર્ષાથી **તાર્દિબેગને** પણ તેણે મારી નાખ્યો હતો. આવાં કૃત્યોનું શું વિપરીત પરિણામ આવ્યું તે આગળ જણાશે.



અકબર.

**પાણીપતના યુદ્ધ પછી** **અકબરનો** રાજ્યાભિષેક કરવામાં આવ્યો. **દિલ્હીની સમસ્ત પ્રજાએ તેને ઘણા હર્ષના પોકારથી વધાવી** લીધો. બધા બળવાખોરો નિસ્તેજ થઇ ગયા, અને સલાહશાંતિમાં તે રાજ્ય કરવા લાગ્યો. તેને માલમ પડ્યું કે **બાબર** તથા પોતાનો

પિતા બંને મોગલ રાજ્યનો પાયો બરાબર નાખી શક્યા નહોતા; કારણ કે તેમની રાજનીતિ ભૂલ ભરેલી હતી. તેઓ હિંદુ અને મુસલમાનમાં ભેદ રાખતા હતા. પરિણામે હિંદુ તથા મુસલમાન પ્રજા વચ્ચે અસંતોષ ફેલાયો. આથી તેણે નિશ્ચય કર્યો કે મારે સઘળાને સમાન ગણવા, અને વાજબી ન્યાય આપવો. આથી તે ઘણો લોકપ્રિય અને ન્યાયી પાદશાહ ગણાયો.

જ્યારે **અકબર** અઢાર વર્ષનો થયો, ત્યારે તેને લાગ્યું કે મારે હવે સ્વતંત્રપણે રાજ્ય કરવું જોઈએ. વળી **બહેરામખાન**ની નિર્દયતા અને **આપખુદ** સ્વભાવથી તે કંટાળી ગયો હતો, તેથી તેણે તેને કહેવડાવ્યું, કે "**મક્કા**ની હજ કરવા હવે તમે જાઓ તો સારૂં". તે સમજી ગયો કે હવે મારી સત્તાનો અંત આવ્યો છે. છેલ્લે તેણે એક બળવો કર્યો, પણ તેમાં તે ફાવ્યો નહિ તેથી **અકબર**ને શરણે ગયો; પરંતુ અકબરે તેને **મક્કે** મોકલી દીધો. રસ્તામાં એક અફઘાન કે જેના બાપને તેણે મરાવી નાખ્યો હતો, તેણે તેને દગાથી પાટણમાં મારી નાખ્યો. આ પ્રમાણે **બહેરામ**નો અંત આવ્યો. દયા અને રહેમ નજર ક્યારે અને કોના પર રાખવી એ તે સમજતો નહોતો. પોતાની ભૂલનું પરિણામ તેણે ભોગવ્યું, અને પાછલી ઉંમરે અકાળ મૃત્યુને શરણ થયો.

---

## ૩૧. અકબર અને રજપૂતો.

રાજ્યની લગામ હાથમાં લીધા પછી **અકબરે** ઘણા મુલકો જીત્યા, પણ **રજપૂતાના** રજપૂતોનાજ હાથમાં હતું. **તેમને પોતાના મિત્ર બનાવવા, એવો અકબરનો ઉદ્દેશ હતો.** સઘળા રજપૂતોમાં રાણા **સંગનો** પુત્ર **ઉદેસિંહ** ઘણો બહાદુર હતો. ઘણા રજપૂતો **અકબરને** શરણ થયા, પરંતુ **ઉદેસિંહ** જરા પણ ડગ્યો નહિ. **ચિતોડ** અને તેનો કિલ્લો અસલથી જાણીતો થએલો છે. તે કિલ્લામાં ઉદેસિંહે સર્વ ગોઠવણ કરી તેનું ઉપરીપણું **જયમલ** નામના એક બહાદુર સરદારને

સોંપ્યું, અને પોતે **અરવલ્લી**ના ડુંગરમાં ભરાઈ ગયો. **અકબરે** તે કિલ્લાને કેટલાક મહીના સુધી ઘેરો ઘાલ્યો, પણ કંઇ પરિણામ આવ્યું નહિ. કિલ્લો ઘણો મજબુત હતો, તથા રૈયતને વાસ્તે ખાવા પીવાનાં સાધન તેમાં પુષ્કળ હતાં. અંતે સુરંગ ખોદવા **અકબરે** હુકમ આપ્યો, કે જેથી તેમાં દારૂગોળો ભરી કિલ્લાને ઉડાડી દેવાય. સુરંગ ખોદતાં ઘણાના પ્રાણ ગયા. જો કે એટલું તો કહેવું જોઇએ, કે કોઇને પણ એ કામ પર અકબરે જોરજુલમથી લગાડયા નહોતા.

અંતે કિલ્લાની દિવાલમાં ઠેકાણે ઠેકાણે ગાબડાં પડવા લાગ્યાં, તેથી અકબરે કિલ્લાની દરેક બાજુએથી હુમલો કરવા પોતાના સૈનિકોને કહ્યું. તેમણે તે પ્રમાણે કર્યું, અને રજપૂતો અને મોગલો વચ્ચે દારુણ યુદ્ધ થયું. **જયમલ** ગઢના મિનારા પરથી સઘળું જોતો હતો, અને પોતાના સિપાઇઓને ઉત્તેજન આપતો હતો. એવામાં તેના કપાળમાં એક ગોળી વાગી અને તે નીચે પડયો. પોતાનો સરદાર આ પ્રમાણે પડયો તે જાણી રજપૂતો પોતાના રિવાજ પ્રમાણે પોતાનાં બૈરાં-છોકરાંને અગ્નિદાહ કરી હાથમાં તરવાર લઇ **કેસરીઆં** કરી લડવા નીકળી પડયા. આખી રાત લડાઈ ચાલી. અને ૮,૦૦૦ રજપૂતો લડતાં મરી ગયા, તેમ છતાં **ઉદેસિંહ અકબર**ને તાબે થયો નહિ. તે અને તેનો પુત્ર **પ્રતાપસિંહ** મરતાં સુધી અકબરની સામે લડયા.

## ૩૨. પ્રતાપસિંહ અને હલદીઘાટનું યુદ્ધ.

અનેક રજપૂત રાજાઓ **દિલ્હી**ના પાદશાહને નમ્યા હતા, અને તેમના પુત્રો પાદશાહની નોકરીમાં સરદાર થયા હતા; પરંતુ **મેવાડ**ના **સિસોદીઆ** રાણાઓ મુસલમાન **પાદશાહ**ને તાબે થયા ન હતા. **અંબર**ના મહાબુદ્ધિમાન અને પરાક્રમી રાજા **માનસિંહ**ને **અકબરે** સૈન્ય લઈ દક્ષિણમાં મોકલ્યો હતો; તે **પ્રતાપસિંહ**ને મળવા આવ્યો,

ત્યારે **પ્રતાપસિંહે** તેનો તિરસ્કાર કર્યો, અને કહ્યું કે તુર્કને કન્યા આપનાર સાથે હું જમતો નથી. આ અપમાનથી ક્રોધે ભરાઈ **માનસિંહે** અકબરને ઉશ્કેર્યો, તેથી **અકબરે** પોતાના વડા શાહજાદા **સલીમના** હાથ નીચે મોટું લશ્કર **મેવાડ** પર મોકલ્યું. **હલદીઘાટનું** મેદાન **અરવલ્લી** પર્વતની તળેટીમાં એક ખીણના મોં આગળ આવેલું છે. તે મેદાનમાં સંવત ૧૭૩૨ ના શ્રાવણ સુદ ૭ ને દિવસે રજપૂત અને મોગલ સૈન્ય વચ્ચે મોટું યુદ્ધ થયું. **મેવાડનો રાણો પ્રતાપસિંહ ૨૨,૦૦૦ શૂરા રજપૂતો લઇને હલદીઘાટને નાકે અકબર પાદશાહની ફોજને ખાળવા સારૂ આવીને ઉભો હતો.**



પ્રતાપસિંહ.

રજપૂત અને મોગલ સૈન્યનો ભેટો થતાં પ્રતાપ પોતાના **લાલ વાવટા** સાથે રણમાં ધસ્યો. અને જ્યાં પુરેપુરૂં યુદ્ધ જામી રહ્યું હતું ત્યાં જઇ પહોંચ્યો. રાજા **મા**નસિંહને પ્રતાપસિંહે બહુ ખોળ્યો, પણ તેની સાથે યુદ્ધ કરી વેર લેવાનો લાગ મળ્યો નહિ; પરંતુ સલીમના અંગરક્ષકોને કાપતો કાપતો **પ્ર**તાપ સલીમના હાથી પાસે જઇ પહોંચ્યો. **પ્ર**તાપનો ઘોડો **ચે**તક સલીમના હાથી પર એક પગ મૂકી ઉંચો થયો. સલીમના હોદ્દાને લોખંડનાં પતરાં જડેલાં ન હોત, તો શૂરા રજપૂત રાજાના ભાલાથી સલીમ માર્યો ગયો હોત. હાથીનો માવત પડયો, અને હાથી ઉન્મત્ત થઈ **સ**લીમને લઇ નાઠો. એ સ્થળે ભારે કતલ મચી રહી. **પ્ર**તાપને એક ગોળીનો, ત્રણ ભાલાના, અને ત્રણ તરવારના મળી સાત જખમો થયા હતા, તોપણ તેણે પાછી પાની કરી નહિ.

આખરે તે ઘેરાઇ જવાની તૈયારીમાં આવી પડયો; એટલામાં **દેલવાડાના રાજા માનાએ** તેના માથા પરથી રાજછત્ર ખેંચી લઇ પોતાને માથે ધરાવ્યું, અને મોગલોનો જમાવ હતો ત્યાં તે ધસ્યો. એ પ્રતાપ છે એમ ધારી મોગલોએ તેના પર હુમલો કર્યો, અને **રાજા માનસિંહ** અને તેના દોઢસો સામંતો મરાયા. આ દરમિઆન પ્રતાપને તેના માણસો દૂર ખેંચી ગયા, ને રજપૂતોએ બહુ બહાદુરી બતાવી; પરંતુ મોગલ ફોજની સંખ્યા ઘણી મોટી હતી, અને તેમની પાસે ઘણી તોપો હતી, તેથી મોગલ લશ્કરનો જય થયો. **હલદીઘાટ**-ના રક્ષણ માટે એકઠા થએલા **બાવીસ હજાર** રજપૂતોમાંથી ફક્ત આઠ હજાર રણભૂમિમાંથી જીવતા પાછા ગયા.

આવી હારથી ન ગભરાતાં રાણા **પ્રતાપે અકબર** સાથે લડાઈ ચાલુજ રાખી. અંતે ધીમે ધીમે **ચિતોડ** સિવાય પોતાના રાજ્યનો ઘણોખરો ભાગ પાછો મેળવ્યો. પ્રતાપસિંહે એવી બાધા રાખી હતી, **કે જ્યાં સુધી હું ચિતોડ પાછું મેળવું નહિ. ત્યાં સુધી મારે સોનારૂપાની થાળીમાં જમવું નહિ; તેમજ પરાળ સિવાયની બીજી પથારીમાં સૂવું નહિ, અને દાઢી મૂછ આમળવાં નહિ.** હજુ પણ તે વંશના રજપૂત રાજાઓ સોનારૂપાની થાળીમાં જમતા નથી. તેઓ થાળી નીચે પાંદડાં મૂકે છે, ત્યાર પછી જમે છે. પથારી તળે પણ હંમેશ પરાળ મૂકે છે. તેઓ અદ્યાપિ એવું અભિમાન ધરાવે છે, કે અમે મુસલમાનને તાબે થયા નથી.

---

## ૩૩. અકબર અને ચાંદબીબી.

**બ્રાહ્મણી** રાજ્ય કેવી રીતે સ્થપાયું, તથા કેવી રીતે તૂટી ગયું, તે તમે આગળ વાંચી ગયા છો. **અહમદનગર**નો રાજા મરી ગયો, અને કોઈ હકદાર વારસ નહિ હોવાથી ગાદીને વાસ્તે ભાંજગડ થવા લાગી; તેથી રાજ્યના પ્રધાને **અકબર**નો પુત્ર **મુરાદ** જે તે વખતે ગુજરાતમાં

સુબો હતો, તેને મદદ વાસ્તે લખ્યું. **અહમદનગરની બેગમ ચાંદ-બીબીને** આ ગમ્યું નહિ. તેના સરદારો તેને છોડી ચાલ્યા ગયા હતા, તોપણ હિંમત રાખી પોતાના વિશ્વાસુ સિપાઈઓ સાથે લડાઈની સામગ્રી તે તૈયાર કરવા લાગી. જેટલો ખોરાક મળી શકયો, તેટલો સઘળો તેણે કિલ્લામાં ભર્યો. પોતાના શહેરને ફરતી મજબુત દિવાલ પર, વિશ્વાસુ અમલદાર પર, અને પોતાના સામર્થ્ય પર આધાર રાખી તે દુશ્મનની વાટ જોવા લાગી.

અહમદનગરનો કોટ એવો ઉંચો હતો, કે કોઇ પણ દુશ્મનથી તે ઉપર ચઢી શહેરમાં દાખલ થઇ શકાય નહિ. જો કોટ તૂટે તોજ તેમાં પ્રવેશ કરી શકાય, તેથી મુરાદના લશ્કરે સુરંગ ખોદવાનું કામ શરૂ કર્યું. સુરંગ એવી રીતે ખોદવાની હતી, કે તેનું મોઢું બરાબર દિવાલ આગળજ નીકળે. આવી સુરંગો તૈયાર કરવામાં આવી, અને તે બાબતની બરાબર બાતમી **ચાંદબીબીને** મળી તે પહેલાં એક સુરંગમાંથી દારૂગોળો ફોડવામાં આવ્યો, અને દિવાલમાં ગાબડું પડયું. ગાબડું પડતાંજ **ચાંદ**બીબીના સૈનિકો નાસભાગ કરવા લાગ્યા. પરંતુ **ચાંદ**બીબી જરા પણ ગભરાઇ નહિ. તેણે શરીરે બખ્તર પહેર્યું. અને હાથમાં તરવાર લઇ દુશ્મન સમીપ ઉભી રહી. આવી હિંમતની અસર સૈનિકો ઉપર ઘણી થઈ. તેઓ સઘળા એકઠા થઈ પોતાની બેગમ સાથે રહી દુશ્મન સામે ઘણી બહાદુરીથી લડયા. તેમના ઘણા માણસો મરી ગયા, અને સંધ્યાકાળ થતાં મોગલ લશ્કરને પાછા હઠવું પડયું.

ચાંદબીબીના આ કૃત્યની સઘળા પ્રશંસા કરવા લાગ્યા. તે દિવસથી રૈયતે તેને **"ચાંદ સુલતાના"**નું નામ આપ્યું. રાતોરાત તેણે તૂટેલી દિવાલ સમરાવી, અને સૂર્યોદય થતાં આઠ ફૂટ દિવાલ ચણાઈ ગઈ. ત્યાર પછી તેણે પોતાના સરદારો જે દેશાવર હતા, તેમને લડાઇ બાબત સંદેશા મોકલાવ્યા. તેઓ તેમની મદદે આવી પહોંચ્યા,

એટલે મોગલોએ સંધિ કરી. આ પ્રમાણે આ બહાદુર રાણીએ પોતાના દેશનું રક્ષણ કરી તેનું સ્વતંત્રપણું જાળવી રાખ્યું.

---

## ૩૪. અકબર અને તેના મિત્રો.

**અકબર વિદ્યાવિનોદી હતો, અને વિદ્વાન પુરુષને પોતાના રાજ્યમાં ઘણું ઉત્તેજન આપતો.** તેની નોકરીમાં દાખલ થનાર પહેલો હિંદુ **ટોડરમલ** હતો. તેના પર રાજાનો પૂર્ણ વિશ્વાસ હતો. જમીનની માપણીનું તથા કરવેરા ઠરાવવાનું તેને ઘણું ઉંચા પ્રકારનું જ્ઞાન હતું. રાજદ્વારી ખાતામાં વપરાતી હિંદી ભાષા તેણે કઢાવી નાખી, અને તેને બદલે શુદ્ધ **ફારસી** ભાષા દાખલ કરાવી. આથી સઘળા હિંદુઓ જે રાજ્યમાં ઉંચા દરજ્જાની પદવીની અભિલાષા રાખતા હતા, તેમને ફારસી ભાષા શીખવી પડી. ટોડરમલ વિદ્વાન હતો એટલુંજ નહિ, પણ તે બહાદુર હતો; બંગાળામાં ચાલતી એક લડાઈ દરમિઆન તે હાજર હતો. લડાઈમાં એક સરદાર માર્યો ગયો અને બીજાનો ઘોડો નાસી ગયો, પણ ટોડરમલ પોતાની જગાએથી જરા પણ ખસ્યો નહિ. આથી મોગલ લશ્કર હારતું બચ્યું એટલુંજ નહિ, પણ તેને ફતેહ મળી.

અકબરના મિત્ર તરીકે **અબુલફૈઝી** અને **અબુલફઝલ** નામના બે ભાઇઓ ઘણા પ્રખ્યાત છે. તેઓ ઘણા વિદ્વાન હતા, અને તેમણે ઘણાં ઉત્તમ પ્રકારનાં પુસ્તક લખ્યાં છે. ફૈઝીની કવિતાની કીર્તિ અકબરના દરબારમાં ફેલાઈ, તેથી રાજાએ તેને પોતાની પાસે બોલાવ્યો, અને ત્યારથી તેને પોતાના અંગત મિત્ર તરીકે પોતાની પાસે રાખ્યો. **અબુલફઝલે 'આઇને અકબરી'** નામનું પુસ્તક રચ્યું છે. તે ઉપરથી **ફૈઝી** વિષે ઘણી ખબર આપણને મળી શકે છે. તે સ્વભાવે ઘણો આનંદી હતો. ગરીબ તેમજ તવંગરને પોતાને ત્યાં બોલાવતો,

અને તેમનો આદરસત્કાર કરતો. તેણે યુનાની દવાઓનો ઘણો સારો અભ્યાસ કર્યો હતો, અને તેનો લાભ સઘળાને તે મફત આપતો.

**અબુલફઝલ** પોતાના ભાઇ કરતાં ચાર વરસે નાનો હતો. પંદર વરસની ઉંમરે એણે ઘણીખરી ચોપડી વાંચી હતી. એક વખત એવું બન્યું કે એક ચોપડી જે ભાગ્યેજ વાચકવર્ગના હાથમાં આવી હતી, તેનાં બધાં પાનાં અર્ધા બળી ગયાં હતાં. **અબુલફઝલ**ને તે બળેલી ચોપડી આપવામાં આવી, અને બળી ગએલાં પાનાં પૂરાં કરવાનું તેને કહેવામાં આવ્યું. **અબુલફઝલે** તેમ કર્યું, અને જ્યારે તેજ ચોપડીની બીજી નકલ અનાયાસે મળી આવી, ત્યારે તેના ઉમેરેલા શબ્દો બરાબર મળતા આવ્યા. આથી તે કેટલો વિદ્વાન હતો તેનો તમને ખ્યાલ આવશે. **અકબર**ને તેના પર ઘણી પ્રીતિ હતી. પરંતુ તેના **શાહજાદા સલીમ**ને તેને માટે તેટલાજ પ્રમાણમાં તિરસ્કાર હતો. અંતે **સલીમે** આ વિદ્વાન પુરુષને મારી નંખાવ્યો. **અકબર** આ ખબર સાંભળી ઘણો દીલગીર થયો અને તે બોલ્યો, "**સલીમને જો પાદશાહ** થવાની ઉમેદ હતી, તો **અબુલફઝલ**ને બદલે મને મારી નાખ્યો હોત તો સારૂં થાત." તે સિવાય **તાનસેન** ગવૈયો, કાવ્યકુશળ કવિ **ગંગ**, રાજા **બીરબલ** વગેરે તેના રાજ્યમાં પ્રખ્યાત વિદ્વાનો હતા.

**અકબર** પોતાના મિત્રો સાથે પ્રેમાળ હતો **એટલુંજ** નહિ. પણ સર્વ મનુષ્ય પર સમાનતાથી જોતો. ધર્મ સંબંધી તેણે એક નવો પંથ સ્થાપ્યો હતો, જે તેની હયાતીમાં થોડા સમય ચાલી પાછળથી બંધ પડી ગયો હતો. હિંદુઓ પ્રત્યે તે સભ્યતાથી અને માયાળુપણે વર્તતો. જાતિભેદ રાખ્યા સિવાય હિંદુઓને મોટે હોદ્દે ચઢાવ્યા હતા. જમાબંધીની નવી રીત તેણે ટોડરમલ પાસે કરાવી હતી. પ્રજાને અમલદારોના જુલમથી બચાવવા રોકડ રકમમાં મહેસુલ લેવાની તેણે પહેલ કરી હતી. તેના સમયમાં રાજ્યવહીવટ ચોકખો હતો, અને ચોરી

તથા લૂટફાટ વગેરે નાબુદ થયાં હતાં. તેના વખતમાં દરેક જણને પોતાની નજરમાં આવે તે ધર્મ પાળવાની છૂટ હતી. મુસલમાની ધર્મ ન માનનારા પાસે **જજીઆ વેરો** લેવામાં આવતો હતો તે તેણે રદ કર્યો. જાત્રાળુઓ પરનો વેરો પણ તેણે માફ કર્યો. **હિંદુસ્તાનમાં** સતી થવાનો ચાલ હતો, તે તેણે બંધ કરવા કોશીશ કરી. ટુંકામાં રૈયતના સુખ માટે **અકબર** બહુ કાળજી રાખતો હતો. રાજ્યનાં કાર્ય નિયમસર અને સત્ય માર્ગે ચલાવતો. અકબરની રાજનીતિથી દેશમાં આબાદી થઇ, અને બધે એકસરખી વ્યવસ્થા ફેલાઇ. ક્ષત્રી રાજાઓમાં જેમ રામચંદ્ર, યુધિષ્ઠિર, અશોક, વિક્રમાદિત્ય વગેરે મહાન્ રાજાઓ થઇ ગયા છે, તેમ સઘળા મુસલમાન અને મોગલ રાજકર્ત્તાઓમાં તે શ્રેષ્ઠ થઇ ગયો છે.

---

## ૩૫. જહાંગીર અને સર ટૉમસ રો.

**સલીમ જહાંગીર** નામ ધારણ કરી ગાદીએ બેઠો. તે કોઇ પણ રીતે તેના પિતા મહાન અકબર સાથે સરખાવી શકાય એવો નહોતો. પોતાનો વખત એશઆરામ અને આળસમાં કાઢતો. તેના રાજ્યની શરૂઆતમાં તેના પુત્ર **ખુરમે** બળવો કર્યો, પણ તરતજ તે દાબી દેવામાં આવ્યો. ત્યાર પછી **કાબુલ, મેવાડ, બંગાળા,** અને **દખ્ખણમાં** તેણે સવારીઓ મોકલી, અને ત્યાં વિજય મેળવ્યો. તેના પિતાની કબર **આગ્રામાં** હતી, તેના ઉપર તેણે એક ભપકાદાર મકાન બંધાવ્યું, આસપાસ બગીચો કરાવ્યો, અને તેમાં દાખલ થવા સુશોભિત દરવાજા ઉભા કરાવ્યા. રસ્તામાં ઠામ ઠામ ઝાડો રોપાવ્યાં. આ સઘળો ફેરફાર તેણે કર્યો હતો. તે જોવા તે પોતે આગ્રા ગયો, ત્યાં આગળ એક રમુજી બનાવ બન્યો; તેની વાર્તા નીચે પ્રમાણે છે.

એક રાત્રે જહાંગીર પોતાના તંબુમાં નીશો કરી સૂતો હતો. એટલામાં તેણે શિઆળના અવાજ સાંભળ્યા. તેણે પોતાના દરબારીઓને પૂછ્યું, કે "આ જનાવરો શા માટે બરાડા પાડે છે, અને તેમને

શું જોઇએ છે ?" ત્યારે તેમણે જવાબ આપ્યો, કે "ખુદાવિંદ, આપ અહીં આવેલા છો, તે જાણી તેઓ આ સખત ટાઢમાંથી પોતાને બચાવવા આપને આજીજી કરે છે." જહાંગીરને આ સાંભળી ઘણું લાગી આવ્યું, અને તેમને વાસ્તે ગરમ કપડાં તથા શાલદુશાલા મોકલી આપ્યા; પરંતુ બીજી રાત્રે પણ એવોજ અવાજ એણે સાંભળ્યો. તેનું કારણ પૂછતાં એને એમ કહેવામાં આવ્યું કે સાહેબ! ગઇ કાલના આપના ઉપકારના બદલામાં તેઓ આપને દુઆ દે છે." આ ઉપરથી તમને જણાશે કે જહાંગીર કેટલો બધો નીશો કરતો હતો!

સોળમા સૈકામાં યુરોપીઅન પ્રજા હિંદુસ્તાનમાં આવવા લાગી. **પોર્ટુગીઝ** પ્રથમ અહીં આવ્યા હતા. તેના પછી **હોલેન્ડ**ના લોકો તથા **અંગ્રેજો** પણ વ્યાપાર અર્થે અહીં આવવા લાગ્યા. ઈંગ્લેન્ડના રાજા **જેમ્સે** હિંદુસ્તાનની જાહોજલાલી વિષે સાંભળ્યું હતું, તેથી **સર ટૉમસ રો** નામના પોતાના એલચીને જહાંગીરના દરબારમાં તેણે મોકલ્યો. તે ત્યાં ત્રણ વર્ષ રહ્યો, અને જે સઘળું તેણે જોયું તેની નોંધ તેણે લીધી. તે કહે છે, કે "જહાંગીરના વખતમાં રાજ્યવ્યવસ્થા અકબરના જેવી નહોતી, દેશ લુંટારાથી ભરપુર હતો, તેથી મુસાફરી કરવી બહુ કઠણ પડતી હતી. વળી જહાંગીરને દારૂ પીવાનો ઘણો શોખ હતો. બેભાન થઈ ઢળી પડતાં સુધી તે પીધાજ કરતો; જો કે બીજાઓને દારૂ પીવાની સખત મનાઇ હતી. કેટલીક વખત ક્રૂરતાથી વર્તતો, તોપણ તેનું અંતઃકરણ નિર્મળ હતું."

જહાંગીરના જન્મ દિવસે તેની **તુલા** થતી, અને સોનું, રૂપું, કીનખાબ વગેરે કીમતી ચીજો ઉમરાવો અને બીજાઓને બક્ષિસ આપી દેવામાં આવતી. તે જ્યારે સવારીમાં ફરતો અને લડાઈમાં જતો ત્યારે બહુ દબદબો રાખતો, પણ અવ્યવસ્થા ઘણી માલમ પડતી. તેનો દરબાર ખટપટથી ભરપુર હતો. સઘળો કારભાર તેની બેગમ

**નૂરજહાં** કરતી હતી. **જ્યારે મેં પાદશાહ પાસે હિંદુસ્તાનમાં વેપાર કરવાની રજા માગી, ત્યારે એવો જવાબ મળ્યો કે "રાજ્યનું કામ રાણી કરે છે. માટે તેમને પૂછો."**

**નૂરજહાંનો** બાપ **તુર્કસ્તાનનો** રહીશ હતો, પરંતુ ગરિબાઇને લીધે તેણે પોતાનો દેશ છોડયો. અને તે **અકબરના** દરબારમાં દાખલ થયો. ત્યાં આગળ નૂરજહાં **સલીમની** નજરમાં આવી અને તેને જોઈ તે મોહિત થયો; પણ નૂરજહાંનાં લગ્ન **શેર અફઘાન** નામના ઈરાની સરદાર સાથે કરવામાં આવ્યાં, તેથી તે પોતાની ઇચ્છામાં નાઉમેદ થયો. જેવો તે ગાદીએ આવ્યો કે તરતજ તેણે **શેર અફઘાનને** મરાવી નંખાવ્યો, અને નૂરજહાં સાથે લગ્ન કર્યું. રાજ્યનો સઘળો કારભાર તેણે તેને સોંપી દીધો. તેના ભાઇ તથા બાપને દરબારમાં ઉંચી પદવી આપી. જહાંગીર તો એમજ કહેતો કે "ઉત્તમ ખોરાક અને પીવાનો સારો દારૂ મને પુષ્કળ મળે એટલે બસ છે. મારી બેગમ ઘણી હોશિયાર છે. તે મારા કરતાં રાજવહીવટ સારો ચલાવશે."

નૂરજહાંની સત્તા જહાંગીર પર કેટલી હતી, તે નીચે લખેલી વાત ઉપરથી સ્પષ્ટ સમજાશે.

નૂરજહાંને એક દિવસ **પાદશાહ** સાથે કજીઓ થયો. **પાદશાહે** તેને ઘણી સમજાવી, પણ સઘળું વ્યર્થ ગયું. તેણે એવીજ હઠ લીધી કે "તમે પગે પડી મારી માફી માગો." પાદશાહે તેમ કરવા ના પાડી; કારણ કે તે જાણતો હતો કે જો હું એમ કરીશ તો લોકોમાં હલકો પડીશ અને મારી નિંદા થશે. આથી એક વૃદ્ધ ડોસી હતી તેની પાસે તે રોયો અને સલાહ પૂછી. તેણે કહ્યું કે "તમે તમારી બેગમને આજે બાગમાં મળજો, અને તેની પાસે તમે આવો ત્યારે એટલું ધ્યાનમાં રાખજો કે તમારો ઓળો એના પગ પર પડે." પાદશાહ બાગમાં ગયો, અને સંકેત પ્રમાણે પેલી ડોસી નૂરજહાંને પણ ત્યાં લાવી..

**પાદશાહનો** ઓળો **નૂરજહાંના** પગ પર પડયો એટલે તે બોલ્યો, "જો મારો આત્મા પણ તારા પગમાં પડી નમે છે." આ પ્રમાણે નૂરજહાંના મનનું સમાધાન થયું.

**નૂરજહાં** જેવી ખૂબસુરત હતી તેવીજ હોશિયાર હતી. તેણે કેટલીક વખત **જહાંગીરને** લડાઇ દરમિઆન ઘણી મદદ કરી હતી. પાદશાહ કાશ્મીર ગયો ત્યાં તે માંદો પડયો, અને ઈ. સ. ૧૬૨૭ માં મરણ પામ્યો. ત્યાર પછી **નૂરજહાં** રાજદ્વારી બાબતોમાંથી દૂર ખસી ગઇ. તેને પેન્શન બાંધી આપવામાં આવ્યું. તેના પર તેણે પોતાનું ગુજરાન ચલાવી જિંદગી પુરી કરી.

---

## ૩૬. શાહજહાં અને તેનું મયૂરાસન.

### તાજમહેલ.

ખુરમ **શાહજહાં** નામ ધારણ કરી દિલ્હીની ગાદીએ આવ્યો. એના પિતાની પેઠે એના શરીરમાં રજપૂત લોહી વહેતું હતું. ગાદીએ આવતા પહેલાં કેટલાક તેની ઇર્ષા કરતા, અને કેટલાક તેની ખુશામત કરતા હતા; પરંતુ કોઇ પણ તેને અંતઃકરણપૂર્વક ચાહતું નહિ. પછીથી શાહજહાંની રીતમાં ઘણો ફેરફાર થયો. તે સઘળાનો સત્કાર કરતો, અને તેમની વાત સાંભળી વાજબી ન્યાય આપતો. લોકોને જ્યારે માંહોમાંહે કજીઓ થતો, ત્યારે તેઓ પાદશાહ પાસે ફેંસલો કરાવવા જતા. એક ઘણા રમુજી મુકદ્દમાનો કરેલો ફેંસલો અહીં આપેલો છે.

દિલ્હી શહેરમાં ચાર વેપારીની સહીઆરી એક દુકાન હતી. દરેક વેપારી દુકાનના કામકાજ પર વારાફરતી ધ્યાન આપતો. દીવામાં તેલ પૂરતો, તથા દુકાનની પાળેલી બિલાડીને ખાવાનું નાખતો. જેના વારા દરમિઆન બિલાડી મરી જાય તેણે બીજી બિલાડી લાવવી, એવી સરત સર્વેએ કબુલ કરી હતી. એક દિવસે એવું બન્યું કે બિલાડીનો એક પગ ભાંગી ગયો. તેની સારવાર કરવાનું કામ સરત

પ્રમાણે જેનું હતું તેણે ઉઠાવી લીધું, અને ખર્ચ માટે પોતાના ભાગીદારોને કહ્યું, પણ તેઓએ ના પાડી, તેથી તેણે તેને પગે પાટો બાંધ્યો. ત્યાર પછી આમ તેમ ફરતાં રાત્રે બિલાડી દીવા સાથે અથડાઈ, દીવો ઢળી ગયો, અને દુકાનમાં આગ લાગી, અને તેની અંદરનો સઘળો સરસામાન બળી ગયો. હવે આ બાબત ઝગડો ઉત્પન્ન થતાં સઘળા ન્યાયની અદાલતમાં ગયા. ત્યાં એવો ઈન્સાફ આપવામાં આવ્યો કે જે પુરુષના વખતમાં બિલાડીનો પગ ભાંગી ગયો હતો તેણે સઘળું નુકસાન ખમવું; પણ **શાહજહાંને** આ વાતની ખબર પડી ત્યારે તેણે કહ્યું કે "ભાંગેલો પગ ચાલી શકે એમ નહોતું, પણ ત્રણ સાજા પગ બિલાડીને ત્યાં લઇ ગયા, અને તેમણે આ નુકસાન કર્યું છે, માટે બિલાડીની સારવાર કરનાર સિવાયના ત્રણે વેપારીઓએ નુકસાન વેઠવું જોઈએ." આ પ્રમાણે વેપારીઓની ભર કચેરીમાં હાંસી કરી તેમને કાઢી મૂક્યા.

**શાહજહાંને** જાહોજલાલી અને ભપકાનો ઘણો શોખ હતો; તેથી દબદબાભર્યાં દરબાર તે ભરતો, અને અદ્ભુત શોભાવાળાં મકાનો બંધાવતો. **ટેવર્નિઅર** નામે એક **ફ્રાંસનો** મુસાફર જે હિંદુસ્તાનમાં આવ્યો હતો, તે પાદશાહના દરબારનું વર્ણન આપતાં લખે છે, કે આ ભવ્ય અને વિશાળ દિવાનખાનું ત્રણ બાજુએ ખુલ્લું છે, અને ચાર ફુટ ચોરસ એવા બત્રીસ આરસના સ્તંભ ઉપર કમાનો વાળેલી છે. દિવાનખાનાની વચમાં એક તખ્ત નાખેલું હતું, એના પર બેસી પાદશાહ રૈયતની દાદફરિઆદ સાંભળતો. એ તખ્તનું નામ '**તખ્તે તાઉસ**' એટલે **મયૂરાસન** છે. તે છ ફુટ લાંબું અને ચાર ફુટ પહોળું છે. તેને વીસ પચીસ હાથ ઉંચા એવા ચાર પાયા છે, અને તેના ઉપર એક ચોકઠું મૂકી તે ઉપર તખ્ત ગોઠવેલું છે. પાયા સોને મઢેલા છે. તેમાં **હીરા**, **માણેક**, તથા **પાનાં** જડેલાં છે. કેટલેક ઠેકાણે **સોનાનાં મોતી** પણ બેસાડેલાં છે. એ સિંહાસન પર ચઢવા માટે પગથીઆં છે, તે સર્વે જવાહીરથી જડેલાં ઘુમટનાછે.

અંદરના ભાગમાં **હીરા** અને **મોતી** જડેલાં છે, અને ચોતરપ મોતીનાં તોરણ છે. એ આખા તખ્તનો કીમતીમાં કીમતી ભાગ છે. ઘુમટ ઉપર એક કળા કરેલો સોનાનો મોર બેસાડેલો છે. તેમાં ભાતભાતનાં જવાહીર જડેલાં છે, અને તેમાં ઘણી કારીગરી કરેલી છે. આ તખ્તની કિંમત લગભગ ૯ કરોડ રૂપીઆ ગણવામાં આવે છે. ઇ. સ. ૧૭૩૮ માં ઈરાનનો **નાદીરશાહ** હિંદ પર ચઢી આવ્યો.

આ ઉપરાંત **શાહજહાંએ** ઘણાં કીમતી મકાનો બંધાવ્યાં. તેની વહાલી **બેગમ મુમતાજ મહાલ** જ્યારે મરણ પામી ત્યારે તેણે તેને



તાજમહેલ.

વચન આપ્યું હતું, કે તારી કબર પર એક રોજો બંધાવીશ. તે પ્રમાણે ઘણા પૈસા ખરચી **તાજમહેલ** નામનો એક ઘણો સુંદર રોજો તેણે તેની કબર પર બંધાવ્યો. તેનો બાંધનાર મુખ્ય કારીગર **વેનિસનો** હતો. જમના નદીને કિનારે **આગ્રામાં** તે આવેલો છે, અને જાણે હમણાંજ બાંધ્યો હોય તેવો તે તદ્દન નવો દેખાય છે. તેમાં સફેદ

**આરસપહાણુના પત્થર** વાપરેલા છે, તેથી ચાંદની વખતે બહુ **રમણીય** લાગે છે. તે બાંધતાં લગભગ **૩૦ વરસ** લાગ્યાં, અને સવા ત્રણુ કરોડ રૂપીઆ ખર્ચ થયો હતો એમ કહેવાય છે. વળી **શાહજહાંએ દિલ્હીમાં જુમા મસ્જિદ**, અને **આગ્રામાં મોતી મસ્જિદ** ચણાવી.

**શાહજહાંની** પાછલી જિંદગી બહુ ફીકર ચિંતામાં ગઈ. તેણે પોતાના ચાર પુત્રોને જુદા જુદા પ્રાંતોના હાકેમ બનાવ્યા હતા. તેમણે જ્યારે એમ જાણ્યું કે તેમનો પિતા માંદો છે અને સારૂં થાય એવું નથી, ત્યારે તેઓ ગાદીને વાસ્તે માંહોમાંહે લડવા લાગ્યા. **ઔરંગઝેબ** સૌથી જબરો, લુચ્ચો, લોભી અને ઘાતકી હતો. તેણે ભાઇઓને મારી નાખ્યા, અને પિતાને કેદમાં નાખી પોતે ગાદી પર બેઠો.

---

## ૩૭. ઔરંગઝેબ.

**ઔરંગઝેબ આલમગીર**નો ઇલ્કાબ ધારણ કરી ઈ. સ. ૧૬૫૯ માં ગાદીએ આવ્યો. તેણે ૫૦ વર્ષ હિંદુસ્તાનમાં રાજ્ય કર્યું. તેની જિંદગીનો મુખ્ય ઉદ્દેશ **ઇસ્લામ** ધર્મ સર્વત્ર ફેલાવવાનો હતો. તે જ્યારે નાનો હતો ત્યારે તેણે ફકીરની જિંદગી ગુજારી હતી, અને ગાદીએ આવ્યા પછી એક ચુસ્ત મુસલમાન તરીકે તે વર્તવા લાગ્યો. હિંદુઓને તેણે બહુ હેરાન કર્યા, અને તેમનાં દેવાલયો તોડી પાડયાં. ઈસ્લામ ધર્મમાં 'સુન્ની' અને 'શિયા' એમ બે પંથ છે. **ઔરંગઝેબ સુન્ની** પંથનો હતો, તેથી **શિયા** પંથના



ઔરંગઝેબ.

મુસલમાનો તેના પંથમાં જોડાય એવી તેની ઇચ્છા હતી. પોતાના ધર્મનું પુસ્તક **કુરાન** તેને મોઢે આવડતું હતું, અને તેમાં લખેલી દરેક આજ્ઞા તે પાળતો હતો. દરેક માણસે કાંઈક ઉદ્યમ કરી પોતાનો નિર્વાહ કરવો જોઇએ એવું **કુરાને શરીફ**માં લખ્યું છે, તેથી તે નવરાશનો વખત ટોપીઓ બનાવવામાં ગાળતો. પ્રાર્થનાનો વખત તે કદી પણ ચૂકતો નહિ. એક લઢાઈ દરમિઆન સાંજ પડી, એટલે તરતજ પોતાની ગાડી ઉપરથી તે ઉતરી પડયો, અને જેમ મસ્જિદમાં નિમાઝ પઢતો હોય તેમ નિર્ભય રીતે લડાઈના મેદાનમાં તે નિમાઝ પઢવા લાગ્યો.

**અકબરે** રજપૂતોને પોતાના મિત્ર બનાવ્યા હતા, અને પોતાના રાજ્યમાં તેમને મોટી મોટી પદવીઓ આપી હતી. **ઔરંગઝેબની** વર્તણુક તેમના તરફ ઘણીજ જુદા પ્રકારની હતી. તેણે તેમને ઉંચી જગાઓમાંથી કાઢી મૂકયા. **અકબરે જજિઆ** કે ધર્મવેરો બંધ કર્યો, હતો, તે તેણે પાછો ચાલુ કર્યો. આ પ્રમાણે હિંદુઓને હરકોઈ બહાને તે દુઃખ દેવા લાગ્યો. **જોધપુરના** રજપૂત રાજાએ આ **સંબંધમાં ઔરંગઝેબને** એક પત્ર લખ્યો, તેમાં લખ્યું કે "સઘળા મનુષ્યનો ઇશ્વર એકજ છે. તમારા પૂર્વજો તે પ્રમાણે ગણતા, અને સઘળા સાથે પ્રેમભાવથી વર્તતા; પણ તમે તો હિંદુ પ્રજાને પગ તળે ખૂંદી નાખો છો." પરંતુ આ શબ્દની તેના પર કશી અસર થઇ નહિ.

તે સખત હૃદયનો અને નિર્દય હતો, તેથી બધા તેનાથી ડરતા; તેનાં પોતાનાં છોકરાં પણ તેનાથી ઘણાં બીતાં હતાં. તે જ્યારે ગાદીએ બેઠો ત્યારે તેનો નાનપણનો શિક્ષક ઈનામની આશાથી તેની પાસે ગયો. **પાદશાહે** તેને કાંઇ પણ આપ્યું નહિ; પરંતુ તેને સપડાવ્યો અને કહ્યું કે "તમે મને વાંચતાં લખતાં અને કુરાન પઢતાં શીખવ્યું છે; થોડું ઘણું અરબી ભાષાનું જ્ઞાન આપ્યું છે, પણ એશિઆ તથા યુરોપ ખંડની ભૂગોળ બીલકુલ શીખવી નથી." શિક્ષકને આ

શબ્દ સાંભળી બહુ લાગી આવ્યું; પણ સત્તા આગળ શાણપણ નકામું છે એમ સમજી તે મુંગો રહ્યો.

**મોગલ પાદશાહો** દક્ષ્ખણમાં પોતાના રાજ્યનો વિસ્તાર કરવા ઇચ્છતા હતા. **અકબરે** પણ ત્યાં રાજ્ય સ્થાપવા પ્રયત્ન કર્યો. **ચાંદબીબી** સાથેનું યુદ્ધ તમે આગળ વાંચી ગયા છો. **ઔરંગઝેબ** લડાઈમાં બહુ બહાદુર હતો, તેથી દક્ષ્ખણમાં આવેલાં **બિજાપુર** અને **ગોવળકોંડાનાં** રાજ્ય જીતવા તેણે નિશ્ચય કર્યો. દિલ્હીથી એક મોટું લશ્કર લઈ તે તરફ વધ્યો. તે વખતે આગગાડી જેવાં સાધનો નહોતાં, તેથી કૂચ કરતાં તેને ઘણો વખત લાગ્યો. રસ્તામાં ઘણી હાડમારી વેઠવી પડી, પરંતુ તે હિંમત હાર્યો નહિ. દક્ષ્ખણમાં અંતે પહોંચ્યો, અને ત્યાં ૨૫ વર્ષ ગાળ્યાં. **બિજાપુર** અને **ગોવળકોંડાના** મુસલમાન સુલતાન ઘણા બહાદુર હતા, તેથી તેઓ તેને સહેલાઈથી તાબે થયા નહિ. તેમના કિલ્લા ઘણા મજબુત હતા, પરંતુ **ઔરંગઝેબે** તેમનાં કેટલાંક માણસોને ફોડયાં, અને દગલબાજીથી તેમને હરાવ્યા.

દક્ષ્ખણની જીત પછી તેની જિંદગી બહુ દુઃખી અવસ્થામાં ગઈ. પશ્ચિમઘાટમાં રહેનાર મરાઠા તેની સામે થયા, અને તેમની સામે લડવામાં એની પાછલી જિંદગી પુરી થઇ. ઈ. સ. ૧૭૦૭ માં કંટાળી તે મરણ પામ્યો. મરતા પહેલાં પોતાના પુત્રને તેણે એક પત્ર લખ્યો, કે "હું રાજ્યના રક્ષક તરીકે વર્ત્યો નથી. મારો કાળ નજીક આવ્યો છે, અને મારાં કરેલાં પાપ હું મારી સાથે લેતો જઇશ. પરલોકમાં મારા કૃત્ય વાસ્તે પરવરદિગાર મને કેવી શિક્ષા કરશે તે હું જાણતો નથી."

ઔરંગઝેબ બુદ્ધિમાન, દઢ મનનો, ઉદ્યોગી, શૂરો અને દીર્ઘ દષ્ટિવાળો હતો. યુદ્ધમાં તે કુશળ હતો; પણ તે કપટી, અણવિશ્વાસુ, સાંકડા મનનો અને નિર્દય હતો. મોજશોખથી તે દૂર રહેતો હતો. તે સાદો પોશાક પહેરતો હતો. ટોપી સીવીને અથવા તો કુરાનની

નકલો લખીને તે પોતાનું ગુજરાન ચલાવતો હતો. ગાયન અને નાચ તરફ તેનો **સખત વિરોધ** હતો. હિંદુઓ અને હિંદુ ધર્મ પ્રત્યેના તેના અવિશ્વાસ અને સાંકડાં મને તેની વૃદ્ધાવસ્થામાં મોગલ રાજ્યને શિથિલ કરી નાખ્યું હતું. તેના મરણની સાથેજ મોગલ રાજ્યની પડતી થઇ.

---

## ૩૮. નાદીરશાહની ચઢાઈ અને મોગલ રાજ્યની પડતી.

**ઔરંગઝેબ**ના મરણ પછી એનો છોકરો **બહાદુરશાહ** ગાદીએ આવ્યો, પણ તેણે બહુજ થોડો વખત રાજ્ય કર્યું. તેના પછી બે ત્રણ **મો**ગલ રાજાઓ થઇ ગયા, પણ તેઓ બહુજ નબળા માલમ પડયા. તેમના વખતમાં રાજ્યના અમીરોની સત્તા બહુ વધી, અને તેઓ પોતાનું ધાર્યું કરતા. ઇ. સ. ૧૭૧૯ માં એટલે **ઔ**રંગઝેબના મુઆ પછી બાર વર્ષે **મહમદશાહ** નામનો મોગલ પાદશાહ ગાદીએ આવ્યો. તેણે લગભગ ૩૦ વર્ષ રાજ્ય કર્યું. તેના અને તેના વંશજોના રાજ્ય દરમિઆન મોગલ રાજ્યની પડતી શરૂ થઇ. મોગલ રાજ્યના સઘળા સુબેદાર સ્વતંત્રપણે અમલ કરવા લાગ્યા. **મો**ગલ પાદશાહને તેઓ ખંડણી મોકલતા, પરંતુ પોતાના પ્રાંતમાં **મો**ગલ પાદશાહની હકુમત બીલકુલ ચાલવા દેતા નહિ. તે ઉપરાંત મરાઠી સત્તા બહુજ વધી હતી. તેઓ દિલ્હી સુધી પહોંચ્યા હતા, અને મહમદશાહ પાસેથી દક્ષિણમાં ચોથ ઉઘરાવવાની પરવાનગી મેળવી હતી.

આવા અંધાધુંધીના સમયમાં જ્યારે મહમદશાહ રાજ્ય કરતો હતો, ત્યારે **નાદીરશાહ** નામનો એક ઈરાની સરદાર **અફઘાનોનું** મોટું લશ્કર લઇ હિંદુસ્તાનમાં આવ્યો. **ખૈબરઘાટ**માં થઈ પંજાબમાં તે દાખલ થયો, અને ત્યાંથી દિલ્હી પર ચઢી આવ્યો. તેનો મુખ્ય હેતુ હિંદુસ્તાનમાંથી ધન મેળવવાનો હતો. તેણે કહ્યું કે "મને પુષ્કળ પૈસો મળશે તો હું દિલ્હી શહેરને નુકસાન કરીશ નહિ." પરંતુ

**દિલ્હી** શહેરના કેટલાક વતનીઓએ રાતમાં તેનાં થોડાં માણસોને મારી નાખ્યાં. આથી **નાદીરશાહ** ક્રોધે ભરાયો, અને પોતાનાં માણસોને **દિલ્હી** લૂંટવાનો તથા શહેરીઓને મારી નાખવાનો હુકમ કર્યો. તેનાં માણસોએ આખો દિવસ કતલ ચલાવી, ઘરો બાળી મૂકયાં, અને જે કાંઈ હાથમાં આવ્યું તે સઘળું કબજે કર્યું. અંતે **મહમદશાહે** તેને બહુ કાલાવાલા કર્યા, ત્યારે તેણે પોતાનાં માણસોને આ અઘોર કૃત્ય કરતાં અટકાવ્યાં. **નાદીરશાહે** હિંદુસ્તાનમાંથી અખૂટ ધન મેળવ્યું. **શાહજહાંનું મયૂરાસન,** ઘરેણાં, હાથી, ઘોડા, તોપો વગેરે ઘણી કીમતી ચીજો તે ઈરાન લઇ ગયો. એમ કહેવાય છે કે **નાદીરશાહને** મોગલ ખજાનામાંથી એટલો તો અઢળક પૈસો મળ્યો, કે તેની શું વ્યવસ્થા કરવી તે તેને સૂઝયું નહિ. દરેક સિપાઇને ત્રણ ત્રણ મહીનાના પગાર જેટલી રકમ તેણે બક્ષિસ આપી, અને ઇરાનના લોકો પાસેથી કોઇ પણ જાતનો કર લીધો નહિ. આ હુમલાથી **મોગલ** રાજ્ય તદ્દન પડી ભાગ્યું. જુદા જુદા પ્રાંતોના સુબેદાર અને નવાબો જે થોડી ઘણી ખંડણી **મોગલ** પાદશાહને ભરતા હતા, તે તેમણે બંધ કરી. વળી **મરાઠાનું** જોર ઘણું વધ્યું. તે ઉપરાંત **અંગ્રેજો** જે દક્ષિણ હિંદમાં અને **બંગાળામાં** વધતા હતા, તેમની સામે થવાનું **મોગલોમાં** સામર્થ્ય રહ્યું નહિ. એ પ્રમાણે **મોગલ** રાજ્યનો અંત આવ્યો. જો કે નામનો **મોગલ** પાદશાહ તો ઈ. સ. ૧૮૫૭ સુધી દિલ્હીમાં માલૂમ પડતો હતો. તેનું નામ **મહમદ બહાદુરશાહ** હતું. તેણે ઇ. સ. ૧૮૫૭ ના બળવામાં ભાગ લીધો, તેથી તેને **બ્રહ્મદેશમાં** દેશનિકાલ કરવામાં આવ્યો.

---

## ભાગ ત્રીજો.

# અર્વાચીન હિંદ: બ્રિટિશ સત્તા.

## ૩૯. શિવાજી અને ઔરંગઝેબ.

### મરાઠી રાજ્યની સ્થાપના.

મહારાષ્ટ્ર દેશ મુસલમાનોએ તાબે કર્યો હતો, છતાં ત્યાં નાનાં નાનાં ઘણાં સ્વતંત્ર હિંદુ રાજ્યો હતાં. મરાઠા લોક હિંદની પશ્ચિમે જે ભાગ હાલમાં મુંબઈ ઈલાકો કહેવાય છે, તેમાં તાપી અને કૃષ્ણા નદીની વચ્ચેના ડુંગરી મુલકમાં રહેતા હતા. તેઓ ડુંગરી કિલ્લા તાબે કરી સમય આવતો ત્યારે મુસલમાનોની સામે લડવા નીકળતા હતા, અને ચોમાસામાં ખેતી કરતા હતા. તેઓ લડવામાં સમયસૂચકતા વાપરી શત્રુઓને હંફાવતા હતા. નવ મરાઠા જાગીરદારોમાં સાત બિજાપુરની અને બાકીના બે અહમદનગરના રાજ્યની



શિવાજી.

નોકરીમાં રહ્યા હતા. પહેલાંના સાતમાંનું એક સાંવતવાડી **સંસ્થાન** હજી પણ **બ્રિટિશ** સામ્રાજ્યની સત્તા નીચે રાજ્ય કરતું જોવામાં આવે છે. **અહમદનગર**માં નોકરી કરતાં બે કુટુંબમાંનું પહેલું કુટુંબ **દેવગિરિ**ના યાદવોના કુળમાંથી ઉતરી આવેલું **સિંધકેર**ના યાદવોનું કુટુંબ વધારે સમર્થ હતું. તેમાંનું બીજું **ભોંસલે**નું કુટુંબ હતું. આ બંને કુટુંબો લગ્નસંબંધથી જોડાઇ અરસ્પરસ સહાયક તરીકે અહમદનગરના રાજ્ય-માં નોકરી કરતાં હતાં. આમ **લ્યુખજી** જાદવરાયની પુત્રી **જીજીબાઇ** સાથે **શાહજી** ભોંસલે પરણ્યો હતો, અને **મરાઠી** રાજ્યનો સ્થાપનાર **શિવાજી** તેમનો પુત્ર હતો. તે ઈ. સ. ૧૬૨૭ માં **જુન્નર**ના કિલ્લામાં જન્મ્યો હતો.

**અહમદનગર**ના ઇતિહાસમાં **મલિક અંબર** નામનો આબિસિનિ-અન સરદાર પ્રખ્યાત થઈ ગયો છે. **શાહજી** લશ્કરી અને મુલકી અમલદાર તરીકે તેનો જમણો હાથ હતો. તેના અંત પછી **શાહજી**એ **અહમદનગર**નો કબજો લેવાનો પ્રયત્ન કર્યો, પણ **મોગલો**એ તે જીતી લીધો, તે કારણથી તે **બિજાપુર**ના રાજાની નોકરીમાં રહ્યો. તેને કર્ણા-ટકના સરદાર તરીકે મોકલવામાં આવ્યો. તેણે ત્યાં **તાંજોર**ને રાજધાની બનાવ્યું. આ સંસ્થાન **બિજાપુર**થી પ્રથમ નંબરે સ્વતંત્ર થયું હતું. **બિજા-પુર** અને **અહમદનગર**ની નોકરી દરમિઆન **પુના**માં પણ તેની જાગીર હતી. જ્યારે **શાહજી** કર્ણાટકમાં ગયો, ત્યારે **શિવાજી**ના રક્ષક તરીકે તે **દાદાજી કોંડદેવ** નામના બ્રાહ્મણને મૂકતો ગયો. તેણે તેને ઉત્તમ ઘોડે-સવાર તરીકે કેળવી અસ્ત્રશસ્ત્રનો ઉપયોગ પણ શીખવ્યો. **રામાયણ** અને **મહાભારત**ની વીરરસ કથાઓએ તેને **હિંદુ** ધર્મ પ્રત્યે પૂજ્યભાવવાળો કીધો, અને પ્રાણાર્પણે પણ બ્રાહ્મણોનું રક્ષણ કરવા નિશ્ચય કર્યો. તેની માતા પુનામાં તેની સાથે રહી તેને પ્રાચીન વીરોની કથાઓ શીખવતી હતી. આવા શિક્ષણથી કેળવાઇ **શિવાજી**એ પુનાની નજીકની ખીણોમાં વસતા માવલી લોકોને કેળવી પ્રખ્યાત લડવૈયા બનાવ્યા.

**દાદાજી કોંડદેવ**ના મરણ પછી તેને પુનાની અને **મહારાષ્ટ્ર**માં આવેલી પિતાની બધી જાગીરની વ્યવસ્થા કરવી પડી. હવે તેણે પૈસા અને લશ્કર મેળવવા માંડયાં. **માવલી** જાતના સિપાઇઓ ઘાટને મથાળે રહેનારા હતા, અને તેઓ હાથોહાથની લડાઈમાં હોશિયાર હતા. કોંકણુમાં રહેનારા હેડકરી જાતના સિપાઇઓ બંદુક ફોડવામાં ઘણા નિપુણ હતા. આ લશ્કરથી પોતાના રાજ્યમાં કિલ્લા નહિ હોવાથી તેણે બિજાપુરના રાજાના તાબાનો **તોરણાગઢ** ઇ.સ. ૧૬૪૬માં તાબે કીધો. તે પછી તરતજ તેણે **રાયગઢ** ચણાવ્યો, અને મુસલમાન સરદારની સત્તામાંનો **સિંહગઢ** પણ કબજે કર્યો. **પુરંધરના** કિલ્લા માટે કેટલાક માંહોમાંહે લડતા હતા, તેનો લાભ લઇ તે ૨૦ વર્ષની વયે તેણે જીતી લઈ પોતાની કીર્તિ વધારી. આમ મજબુત કિલ્લાઓ જીતી તેણે **બિજા**-પુરની હદમાં પ્રવેશ કર્યો. **બિજા**પુરના રાજાએ તેને વશ કરવા **શાહ**-જીને કર્ણાટકથી બોલાવી કેદ કીધો. **શિવાજી**એ **શાહજહાં** પાદ-શાહ પર નમ્ર કાગળ લખી તેની હદમાં પ્રવેશ કર્યો. આ યુક્તિથી ભોળવાઇ રાજાએ **શાહ**જીને છુટો કર્યો, અને પોતાના **હિંદુ** પ્રધાન મુરારિપિંતની સલાહથી તેને કર્ણાટકમાં પાછો મોકલ્યો.

**શાહજી**ના કેદમાંથી મુક્ત થયા પછી **શિવાજી**એ **મોગલ** પ્રાંતો લૂંટયા, અને ત્રણ લાખ રૂપીઆ તથા ૩૦૦ ઘોડા મેળવ્યા. આ માણસો '**બિર્ગિટ**' એટલે '**મરાઠા ઘોડેસવારો**' તરીતે પ્રખ્યાત થયા હતા. તેઓએ ૧૫૦ વર્ષ સુધી આખા **હિં**દમા પ્રખ્યાતિ મેળવી હતી. **શિવાજી**એ પોતાના સૈન્યમાં **મુસલમાનોને** દાખલ કરી તેઓની મદદથી બ્રિટિશ સત્તા નીચેનું **મુંબઇ**, **પોર્ટુગીઝ** સત્તા નીચેનું **ગોવા**, અને **આબિ**-સિનિઅન સત્તા નીચેનો **જિંજીરા** વિનાનો આખો **કોંકણ** જીતી લીધો.

**કોંકણ** ખોયાના સમાચાર સાંભળી **બિજાપુરના** સુલતાને **અફ્ઝ**-**જલખાન** નામના પઠાણ સરદારને **શિવાજીને** વશ કરવા મોકલ્યો. તેણે '**ડુંગરનો ઉંદર**' પકડી લાવવાનું દરબારમાં વચન આપ્યું હતું. **શિવાજી**એ સમયસૂચકતા વાપરી અતિશય ડર્યો **હોય એવો** ડોળ કરી

તેને પ્રતાપગઢમાં એકલા મળવા ઈચ્છયું, અને શરણ થવાની ઇચ્છા બતાવી; તેણે **અફઝલખાન**ના બ્રાહ્મણ સરદારની મારફતે ખાનગી મુલાકાત ઠરાવી. **ખાને શિવાજી**ના વચન પર ભરોસો રાખી વગર હથિયારે મુલાકાત કરી. આ વખતે શિવાજીએ વિશ્વાસઘાત કરી સાથે પહેરી રાખેલા **વાઘનખ** તેની છાતીમાં ભોંકી ઇ. સ. ૧૬૫૯ માં કટારથી તેનો નાશ કર્યો. તે પછી તેના લશ્કરને હરાવી નસાડયું. તે પછી સુલતાન પોતે **શિવાજી**ની સામે થયો. તેણે **શાહજી**ને વિશ્વાસઘાત કરી **તાંજોર**થી આણી **બિજાપુર**માં કેદ કરનાર બાજી ઘોરપુરેને સરદારી આપી. **શિવાજી**એ તે સરદારને હરાવી કુટુંબ સાથે મારી નાખ્યો. તે પછી તે **રાયગઢ** ગયો, અને **બિજાપુર**ના **રાજા**એ મોટી રકમ આપવાનું વચન આપી તેને શાંત કર્યો.

**ઔરંગઝેબે** શત્રુને દબાવવા **શાહસ્તખાન** નામના પ્રખ્યાત સરદારને ઇ. સ.૧૬૬૧માં મોકલ્યો. તેણે **શિવાજી**ના ઘણા ડુંગરી કિલ્લા તાબે કરી પુનામાંના **શાહજી**ના ઘરમાં મુકામ કર્યો. **શિવાજી**એ આ વખતે પણ સમય વિચારી રણક્ષેત્રમાં યુદ્ધ ન કરતાં ૨૦ માણસો સાથે રાત્રે **પુના** જઇ ઘરમાં ઘૂસી **શાઇ**સ્તખાનના પુત્રને મારી નાખ્યો. **શાઇ**સ્તખાન મરતાં મરતાં બચ્યો. નાસતાં નાસતાં **શિવાજી**એ તેની બે આંગળીઓ કાપી નાખી. તે પછી તે વેશ બદલી **રાયગઢ**માં જઇ ભરાયો. **શાઇ**સ્તખાન એટલો બધો ડર્યો, કે તે **પુના** છોડી જતો રહ્યો.

તે પછી શિવાજીએ સુરત લૂંટયું, અને **બિજાપુર**ના તાબાનું **બાર્સિલોર** બંદર લૂંટી રાજાનો ખિતાબ ધારણ કરી ઇ. સ. ૧૬૬૪માં પોતાના સિક્કા પડાવ્યા. હવે ઔરંગઝેબે **દિલીરખાન** અને રાજા **જયસિંહ**ને તેની સામે મોકલ્યા. તેમની સામે તેણે ઘણું પરાક્રમ બતાવ્યું. છેવટે તેણે જયસિંહની સલાહ પ્રમાણે **ઔરંગઝેબ**ના દરબારમાં **દિલ્હી** જવા વચન આપ્યું. ત્યાં ગયા પછી તેને પોતાની જિંદગીને જોખમ જણાયાથી એક રાત્રે તે અને તેનો પુત્ર **શંભાજી** મિઠાઇના ટોપલામાં

બેસી નાસી છૂટયા. આ પછી **ઔરંગઝેબે** તેના જીતેલા પ્રાંતો પાછા આપી તેને રાજા તરીકે સ્વીકાર્યો. ઔરંગઝેબે ફરીથી તેને ઘણી વખતે મીઠાં વચનોથી બોલાવ્યો, પણ તેણે ફરીથી તેનો ભરોસો કર્યો નહિ. તે પછી **બિજાપુરના** રાજાએ પોતાની ઉપજનો ચોથો ભાગ, અને **ગોવળકોંડાના** રાજાએ ૧૦ મો ભાગ આપવાની સરતે તેની સાથે સલાહ કરી. આમ તેણે પોતાનું રાજ્ય મેળવ્યું, અને તે પછી તેણે લશ્કરી તથા મુલકી વ્યવસ્થા પર ધ્યાન દેવા માંડયું.

પાછળથી શિવાજીએ સિપાઇઓને રોકડ પગાર આપવા માંડયો. તેણે જુના હિંદુ રિવાજ મુજબ મહેસુલ ઉઘરાવવા માંડયું. લડાઈને કારણે કેદી થએલા ઉચ્ચ અમલદાર અને બ્રાહ્મણને તે માન સાથે છોડી મૂકતો હતો. તેને એક પ્રધાનમંડળ હતું. તેમાં એક મુખ્ય પ્રધાન **પેશ્વા** હતો. સેનાપતિ ઉપરાંત અનેક શાસ્ત્રમાં પ્રવીણ એવો એક પંડિત એમ બીજા બે પ્રધાન હતા. આમ **શિવાજીએ ઔરંગઝેબ** સાથે ફરીથી વિગ્રહ થયો, ત્યાં સુધીનાં બે વર્ષ કારભાર ચલાવ્યો.

**ઔરંગઝેબે શિવાજીને** બળવાન થતો જોઇ તેને **વશ** કરવા શાહજાદા **શાહઆલમને** હુકમ કર્યો. આ સમાચાર જાણી **શિવાજીએ સિંહગઢ અને કલ્યાણ** નામના કિલ્લા ઝડપથી જીતી લઈ એક વખત ફરીથી **સુરત લૂંટયું**, ઈ. સ. ૧૬૭૦. **શિવાજીને** વશ નહિ કરી શકવાથી **ઔરંગઝેબે** વારંવાર દખ્ખણના સુબેદારોમાં ફેરફાર કર્યાં. આ ફેરફારનો લાભ લઇ શિવાજીએ દખ્ખણ જીતી **તાંજોર** અને કર્ણાટકના રાજ્ય પાસેથી ચોથ મેળવી.

**શાહજી** ઇ. સ. ૧૬૭૧ માં મરણ પામ્યો. ત્રણ વર્ષ પછી **શિવાજીએ** મહારાજાનો ખિતાબ ધારણ કરી ભારે દબદબાથી **રાયગઢમાં** પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. ઈ. સ. ૧૬૭૭ માં પિતાનો **તાંજોરનો** મુલક તેના ભાયાત પાસેથી તેણે જીતી લીધો. ઈ. સ. ૧૬૭૯ માં **મોગલોએ બિજાપુરને** ઘેરો ઘાલ્યો, તેથી ત્યાંના રાજાએ

**શિવાજી**ની મદદ માગી. મોગલોની ગેરહાજરીનો લાભ લઇ તેણે મોગલ પ્રાંતો લૂંટવા માંડયા. આથી તેઓને **બિજાપુર**નો ઘેરો ઉઠાવી લેવો પડયો. આ આડકતરી મદદથી પ્રસન્ન થઈ **બિજાપુર**ના રાજાએ **શિવાજી**ને **તાંજોર** અને તેની આજુબાજુના જિલ્લાનો ' **રાજા** ' સ્વીકાર્યો. તે પછી **શિવાજી** ઈ. સ. ૧૬૮૦ માં ૫૩ વર્ષની વયે મરણ પામ્યો.

**શિવાજી** જો કે એક સાધારણ જાગીરદારનો પુત્ર હતો, તોપણ તેણે બુદ્ધિબળ, હિંમત, અને ઉદ્યોગથી એક હિંદુ રાજ્ય સ્થાપ્યું એટલુંજ નહિ, પણ તેણે શાંત ખેડુતોને એક ઝનુની અને યુદ્ધ-પ્રિય જાતમાં ફેરવી નાખ્યા. હિંદુઓએ તેને ચાહ્યો અને તેને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સહાય આપી હતી. **મહારાષ્ટ્રમાં** મુસલમાનોની સત્તા નીચે હિંદુઓ મોટા અમલદારો હતા, તોપણ તેઓ સ્વતંત્ર નહોતા. **બિજાપુર**માં **મુરારિપંત** અને **ગોવળકોંડા**માં **મદનપંત** સુલતાનના જમણા હાથ હતા, છતાં તેઓ પરતંત્ર હતા. **મુસલમાન** સત્તાથી સ્વતંત્રતા ઇચ્છનાર **શાહજી** અને **શિવાજી**જ હતા. **શાહજી** સ્વતંત્રતા પ્રાપ્ત કરવામાં નિષ્ફળ નીવડયો, પણ **શિવાજી** સફળ થયો હતો.

તે યુક્તિઓથી પોતાનું કામ કાઢી લેતો, અને તેમ કરવામાં કદાચ કપટ અને ક્રૂરતા પણ કરતો હતો; પણ કામ સાધ્યા પછી દયા બતાવતો. અર્થાત્ તેની નીતિ, સ્વભાવ દયાળુ હતાં. પોતાનાથી બનતા પ્રયત્ને રાજ્યને આબાદ કરી **મરાઠા** રાજ્યનો પાયો ટુંક સમયમાં મજબુત કર્યો, અને **મરાઠી** પ્રજામાં એવો આત્મા મૂકયો, કે તેના મરણ પછી પણ તેઓએ **મોગલાઈ** જેવા મહાન્ રાજ્યને તોડી પાડી સ્વતંત્રતા પ્રાપ્ત કરી.

---

## ૪૦. બીજો પેશ્વા બાજીરાવ અને મરાઠા રાજ્યની વૃદ્ધિ.

**શિવાજી**એ પોતાના મોટા પુત્ર **શંભાજી**ને તેના ખરાબ આચરણથી **પાનાલા**ના કિલ્લામાં કેદ કીધો હતો. **મરાઠા** આગેવાનોને **શંભાજી**ની ચાલ અને શક્તિ વિષે સારા વિચાર નહિ હોવાથી તેઓએ **શિવાજી**નું મરણ છાનું રાખ્યું હતું, પણ પિતાના મરણના સમાચાર મેળવીને **પાનાલા** કિલ્લાનો કબજો કરી લીધો. તે પછી **તેણે** પોતાના પક્ષના લોકોને એકઠા કરી **રાયગઢ** જઇ પિતાની ગાદી લીધી. તેણે પોતાની વિરુદ્ધ કાવતરાં રચનારાઓને કેદમાં પૂરી તેમાં ઘણાને મારી નાખ્યા. **મોગલો** સાથેનો કજીઓ ચાલતો હતો, છતાં તેણે **ગોવા** અને **જિંજીરા** પર હલ્લો કર્યો; પણ તેમાં તે નિષ્ફળ નીવડયો. એવામાં **ઔરંગઝેબે બિજાપુર** અને **ગોવલકોંડા** પાયમાલ કર્યાં; તેથી ન ચેતતાં તેણે મોજશોખ અને બદફેલીમાં ખજાનો ખાલી કર્યો. તેણે ખેડુતો પર ભારે કર મૂકયો, તેમાં તે નિંદાયો. ઈ. સ. ૧૬૮૯ માં **ઔરંગઝેબે** તેનો શિરચ્છેદ કર્યો,

**શંભાજીના** મરણ પછી તેનો પુત્ર **શિવાજી** બીજો ગાદીએ બેઠો. તે નાની વયનો હતો, તેથી તેનો કાકો **રાજારામ** કારભાર ચલાવતો. **ઔરંગઝેબે જુલ્ફિકારખાન** નામે સરદારને તેની સામે મોકલ્યો. એક મરાઠા સરદારે **રાયગઢ** કિલ્લો મોગલ સરદારને સોંપી દીધો, તેથી શિવાજી બીજો કેદી થયો. **ઔરંગઝેબે** તેને પોતાના દરબારમાં રાખ્યો. મોગલોના બંધનરૂપી પાંજરામાં રહેવાથી તે પક્ષી જેવો થયો. વળી બચપણમાં આરામ ભોગવવાથી તે આળસુ થયો હતો. **શિવાજી બીજો શિવાજી અને શંભાજીને 'ચોર' કહેતો, તેથી ઔરંગઝેબે તેને 'શાહુ' એટલે પ્રમાણિક એવું નામ આપ્યું હતું.** એ નામથી તે ઇતિહાસમાં ઓળખાય છે. પાદશાહ તેને ચહાતો, તેથી તેણે તેને બે વાર મરાઠા કન્યાઓ સાથે પરણાવી સારી જાગીર આપી હતી. મોગલોએ મરાઠાના એક પછી એક કિલ્લા જીત્યા, તેથી **રાજારામે** કર્ણાટકમાં જઈ

**જિંજી**ને મુખ્ય મથક બનાવ્યું. તેણે રાજાની ગેરહાજરીમાં કારભાર કરનાર પ્રતિનિધિની નવી જગા કાઢી.

હવે **મોગલો**એ કોંકણના મરાઠી કિલ્લા જીતવા **રામચંદ્રપંત**ને મોકલ્યો. તેમાં તેણે સફળતા મેળવી. મરાઠાઓએ **જિંજી**ના ઘેરામાં **જુલ્ફિકારખાન**ને એવો ફટકો લગાવ્યો, કે તેણે **રાજારામ** પાસે ઘેરો ઉઠાવી **વાંડીવાશ** જવા દેવાની વિનતિ કરી. આ સમાચાર સાંભળી **ઔરંગઝેબે** એક બળવાન લશ્કર **જિંજી** તરફ રવાના કર્યું. તેણે ઈ. સ. ૧૬૯૮ માં તે કિલ્લો જીતી લીધો. તેથી **રાજારામ કોંકણ** ગયો.

**રાજારામે રામચંદ્રપંત**ની સૂચનાથી **સતારા**ને રાજધાની કર્યું, પણ તે ક્યાંએ ઝાઝી મુદ્દત રહેતો નહિ. તેણે **ખંડેરાવ દાભાડે**ને **ગુજરાત** અને **પરસોજી ભોંસલે**ને **વરાડ**માં ચોથ ઉઘરાવવા મોકલ્યા; ત્યાં તેમણે **વડોદરા** અને **નાગપુર**માં જુદાં જુદાં રાજ્ય સ્થાપ્યાં. **ઔરંગઝેબે** પોતાના લશ્કરના બે ભાગ કરી એક ભાગ જુલ્ફિકારખાનને સોંપી **રાજારામ** સામે મોકલ્યો, અને પોતે **સતારા** લઈ કેટલાક કિલ્લા જીતી લીધા. **રાજારામ સિંહગઢ** જતો રહ્યો, અને ઈ. સ. ૧૭૦૦ માં મરણ પામ્યો.

હવે **રાજારામ**નો મોટો દીકરો **શિવાજી** ત્રીજો નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેની મા તેની વતી કારભાર કરતી હતી. **મરાઠાઓએ** ઇ. સ. ૧૭૦૭ માં **ઔરંગઝેબ**ના થએલા મરણ પહેલાં પોતાના ઘણાખરા કિલ્લા મેળવ્યા.

**સતારા** જીત્યા પછી **મોગલો**એ **શાહુ**ને પોતાના તાબામાં રહી રાજ્ય કરવા છુટો કર્યો. તે ઇ. સ. ૧૭૦૮ માં કેટલાક સરદારોની મદદથી ગાદીએ બેઠો. શિવાજી ત્રીજાની મા **તારાબાઇ** શાહુની સામે થઇ, અને ઇ. સ. ૧૭૧૬ માં **શિવાજી** મરણ પામ્યો, છતાં તેના બીજા પુત્ર **શંભાજી** બીજાને ગાદીએ બેસાડી તેણે **શાહુ** સાથેની લડાઇ ચાલુ રાખી. આખરે **શંભાજી** બીજાએ **સહ્યાદ્રિ**નો ઘણો પ્રદેશ જીતી **કોલ્હાપુર**માં પોતાની જુદી ગાદી સ્થાપી, અને મુલકી વિગ્રહ ચાલુ રાખ્યો.

**બાલાજી વિશ્વનાથ** નામના કોંકણના એક બ્રાહ્મણે આ વખતે મહેસુલ ઉઘરાવવામાં ઘણી બાહોશી બતાવેલી હોવાથી **શાહુએ** તેને **પેશ્વા** એટલે મુખ્ય પ્રધાન નીમ્યો. **મોગલો**ના જનાનામાં ઉછરેલા પક્ષી જેવા અને આળસુ **શાહુએ** પેશ્વાને કુલ સત્તા સોંપી દીધી. પેશ્વાએ **દિલ્હી** જઇ **મોગલ** પાદશાહ પાસેથી આખા દખ્ખણમાં ચોથ ઉઘરાવવાની પરવાનગી મેળવી. ત્યાંથી **સતારા** પાછા આવી તેણે મહેસુલની સારી વ્યવસ્થા કરી. તે પોતાની પદવી વંશપરંપરા ઉતરે એવો બંદોબસ્ત કરી ઇ. સ. ૧૭૨૦ માં મરણ પામ્યો.

તેના પછી તેનો પુત્ર **બાજીરાવ પેશ્વા** થયો. **શાહુએ** ઈ. સ. ૧૭૩૦ માં કોલ્હાપુરને સ્વતંત્ર જાહેર કર્યું, તેથી મુલકી વિગ્રહનો અંત આવ્યો. ઇ. સ. ૧૭૪૮માં **શાહુ**ના મરણ પછી **મરાઠી** રાજ્યની સંપૂર્ણ સત્તા **પેશ્વા**ના હાથમાં આવી. **બાજી**રાવે **શાહુના** પૌત્ર **રાજારામ**ને ગાદીએ બેસાડી પોતે તેના નામથી કારભાર ચલાવ્યો. નવા રાજાને કંઈ સત્તા નહોતી. સતારાનો કિલ્લો પણ **પેશ્વા**ના સિપાઈઓ સાચવતા હતા.

**બાલાજી વિશ્વનાથે પેશ્વાઈ**ની સ્થાપના કરી ખરી, પણ જે માણસે પેશ્વા તરીકે પોતાને મરાઠાનો વાસ્તવિક આગેવાન બનાવ્યો, અને જેણે **પેશ્વાઇ**ને **હિંદ**માં સૌથી બળવાન બનાવી, તે **બાજીરાવ** હતો. તે સુંદર દેખાવનો, પ્રમાણિક, પ્રખ્યાત અને મુલકી તેમજ લશ્કરી ખાતાનો સારો અનુભવી હતો. તેણે **મોગલાઇ**નો નાશ કરવાનો અને **હિંદુ** સામ્રાજ્ય સ્થાપવાનો વિચાર કર્યો. સેનાપતિ **દાભાડે** અને પ્રતિનિધિ **શ્રીપતિરાવ** તેના મોટા પ્રતિસ્પર્ધી હતા. તેઓ **બાજી**રાવની સામે થયા. **નિઝામે** પણ પોતે **પેશ્વાનો** શત્રુ હોવાથી તેઓને મદદ કરી. તેઓ સ્વતંત્ર થવાના પોતાના પ્રયત્નમાં નિષ્ફળ નીવડયા, અને **નિઝામે પેશ્વાને** ઘણાં નાણાં આપી સલાહ કરી.

**માળવા**ના રાજાએ **બુંદેલખંડ** પર ચઢાઇ કરી, તેથી તેના રાજાએ **બાજીરાવ**ની મદદ માગી. તેણે તે માગણી સ્વીકારી ત્યાં જઈ **માળવા**ના રાજાને હાંકી કાઢયો. વરાડના **કાનોજી ભોંસલે**ને વરાડ મોકલ્યો. તે ભોંસલે કુટુંબનો સમર્થ સરદાર હતો. આ પ્રમાણે **બાજીરાવે** બધા મરાઠી સરદારો પર સર્વોપરિ સત્તા મેળવી, અને મોટું લશ્કર લઇ **માળવા** પર ચઢાઈ કરી. ત્યાં જઇ તેણે મોગલ પાદશાહ **મહમદશાહ** પર કાગળ લખ્યો, કે ગુજરાત અને માળવામાં ચોથ ઉઘરાવવાની રજા આપો. માળવાના પાદશાહનો સુબો **જયસિંહ** હતો. તેણે પાદશાહની સલાહથી તે દેશ પેશ્વાને આપી દીધો.

તે પછી પેશ્વાએ બ્રાહ્મણ છતાં ચંબલ તરફ દિલ્હી સુધી લશ્કર દોર્યું, અને દિલ્હીના દરવાજા સુધી લૂંટ કરી સાબીત કર્યું, કે પાદશાહ અમારી સામે લઢવા સમર્થ નથી. દિલ્હીના **ખાનદારાન** અને **અયોધ્યા**ના **સાદતઅલી**નાં સંયુક્ત લશ્કરોએ મરાઠાઓને થોડી મુદત રોકયા હતા. આવી સ્થિતિમાં દિલ્હીના પાદશાહે પોતાથી સ્વતંત્ર થએલા હૈદ્રાબાદના નિઝામ **અસફજાહ**ને પોતાનું પ્રધાનપદ સ્વીકારવા કાગળ લખ્યો. તેને દખ્ખણ ઉપરાંત માળવા અને ગુજરાતનો સુબો ઠરાવવામાં આવ્યો. પાદશાહે બીજા નાના નાના સરદારોને નિઝામની સાથે જોડાવા હુકમ કર્યો. નિઝામે **ભોપાળ** પાસે છાવણી કરી. બાજીરાવે તેને ૮૦,૦૦૦ ઘોડેસવારથી ઘેરી લશ્કરની કતલ કરી લડાઇમાં જાનવરોને લૂંટી લીધાં. આખરે કાયર થઈ નિઝામે **બાજીરાવ**ને માળવાનો સુબો નીમ્યો, અને **નર્મદા** તથા **ચંબલ**ની વચ્ચેના પ્રાંતો તેને સોંપી દીધા. એ ઉપરાંત મોગલોની તિજોરીમાંથી ૫૦ લાખ રૂપીઆ અપાવવા વચન આપ્યું, ઈ. સ. ૧૭૩૮.

પેશ્વાએ રજપૂતોના મૂલકો પણ તાબે કરી તેમની પાસેથી ચોથ મેળવી. આજ વખતે **રઘોજી ભોંસલે**એ **બંગાળા** અને **ઓઢીઆ**માં ધાડ પડી. પેશ્વાએ નિરાધાર બની તેમને ગુજરાત અને માળવામાં ચોથ ઉઘરાવવાની પરવાનગી આપી.

બીજે વર્ષે **નાદીરશાહે દીલ્હીને** પાયમાલ કર્યું. તેની અવ્યવસ્થાનો લાભ લઇ **બાજીરાવ** અને તેના ભાઇએ **પોર્ટુગીઝના વસાઇ** અને **સાલ્સેટ** ટાપુઓ જીતી લીધા. નિઝામે આપેલા પ્રાંતો તેણે **રાઘોજી ભોંસલે** અને **મલ્હારરાવ હોલ્કરને** વહેંચી આપ્યા. **બાજીરાવના વખતમાં પુનામાં પેશ્વાનું, ગુજરાતમાં ગાયકવાડનું, ગ્વાલિઅરમાં સિંધીઆનું, ઇંદોરમાં હોલ્કરનું, અને વરાડમાં ભોંસલેનું એમ પાંચ મરાઠા રાજ્યો હતાં.** આમ મરાઠી રાજ્યની વૃદ્ધિ કરી **બાજીરાવ** ઇ. સ. ૧૭૪૦ માં મરણ પામ્યો.

**બાજીરાવ** પોતે એક બહાદુર લડવૈયો હતો. તેનામાં રાજ્ય ચલાવવાની હોશિયારી ઘણી હતી. મોગલાઇની પડતી જોઇ તેણે વિચાર કર્યો હતો, કે "આપણે સડેલા થડનેજ તોડી પાડો, એટલે ડાળીઓ આપોઆપ તૂટી પડશે." એ વિચાર તેણે પોતાના બાહુબળ અને બુદ્ધિબળથી પાર પાડયો. તેણે કેટલુંક રાજ્ય મરાઠા સરદારોની વચ્ચે વહેંચ્યું. છતાં તેઓનો સંપ ટકાવી રાખી મરાઠી રાજ્યની વૃદ્ધિ કરી. તે પરથી જણાય છે, કે તે ઉચ્ચ રાજનીતિજ્ઞ હતો. તેનો વિચાર મરાઠાઓને સર્વોપરિ બનાવવાનો હતો. સર્વ પેશ્વામાં તે શ્રેષ્ઠ ગણાય છે.

---

# ૪૧. ત્રીજો પેશ્વા બાલાજી બાજીરાવ અને પાણીપતનું ત્રીજું યુદ્ધ.

બાજીરાવના મરણ પછી તેનો પુત્ર **બાલાજી બાજીરાવ** ઈ. સ. ૧૭૪૦ ના ઑગસ્ટમાં પેશ્વા થયો. તે અતિશય આબાદ પેશ્વા હતો. તેણે ઇ. સ. ૧૭૪૦ માં **શાહુ** પાસેથી **નર્મદાના** ઉત્તરના તમામ પ્રદેશ પાસેથી ચોથ ઉઘરાવવાની રજા મેળવી. **રાઘોજી** ભોંસલેના દિવાન **ભાસ્કરપંડિતે** **બંગાળાના** સુબેદાર **અલીવર્દીખાનને** હરાવીને ૨½ કરોડ રૂપીઆ મેળવ્યા. **મોગલ** પાદશાહે **બંગાળાને** બચાવવા **બાલાજી બાજીરાવને** કાલાવાલા કર્યા, તેથી તેનો બચાવ થયો. પાછા ફરતી વખતે પાદશાહે **ભોંસલેને** સુબેદારી આપી. **દામાજી ગાયકવાડ** અને **રાઘોજી ભોંસલેને** દાબમાં રાખી પેશ્વાએ તેમને મોગલ પ્રાંતોમાંથી ચોથ ઉઘરાવવા મોકલ્યા, અને **શાહુ** પાસે બીજા મરાઠા સરદારો કરતાં પોતાની વધુ મોટાઇની સાક્ષી અપાવી. આથી મરાઠા સરદારો કબજે રહ્યા. મરાઠાઓ દિલ્હીમાં આવે નહિ એ સરતે મોગલ પાદશાહે **બાલાજી બાજીરાવને** આખા હિંદમાં **ચોથ** ઉઘરાવવાની પરવાનગી આપી હતી. તે પરથી પેશ્વા બાદશાહ તરફથી નિમાયો છે, એવા વિચારથી બધા તેનાથી ડરવા લાગ્યા. પોતે વાસ્તવિક રીતે રાજાનો પુત્ર હોવાથી બધાએ માન આપ્યું.

ઇ. સ. ૧૭૪૮માં **શાહુ** મરણ પામ્યો, ત્યારે કેટલાક સરદારોએ સતારાની ગાદી માટે વાંધો લીધો, તેથી **બાલાજી બાજીરાવે** પોતાની ગાદી પુનામાં રાખી. **સતારામાંજ શાહુના** વંશજ **રાજારામના** અને તેના કુટુંબના પોષણને માટે પેશ્વાએ બધી વ્યવસ્થા કરી હતી. **પેશ્વા જે કાંઇ કરે તે બધું પોતાના કાયદા તરીકે સ્વીકારવા રામરાજાએ બાલાજી બાજીરાવને કબુલાત આપી હતી.**

પેશ્વાએ જુદા જુદા મરાઠા સરદારો સાથે **સંતોષકારક** સલાહ કરી હતી. માત્ર **દામાજી** ગાયકવાડને અસંતોષ હોવાથી તેની સાથે ફરી સલાહ કરવામાં આવી. આ પછી પેશ્વાના ભાઇ અને સેનાપતિ **રાઘોબા** અને ગાયકવાડનું સંયુક્ત લશ્કર ગુજરાતમાં મોગલ પ્રાંતો જીતવા નીકળ્યું. તેમણે ઇ. સ. ૧૭૫૫ માં રાજધાનીનું શહેર **અમદાવાદ** જીતી લીધું.

ઇ. સ. ૧૭૪૮માં **હૈદ્રાબાદ**નો નિઝામ મરણ પામ્યો, તેથી તેના મોટા પુત્ર **ઘાઝીઉદ્દીન** અને બીજા પુત્ર **નાઝીરજંગ** વચ્ચે દખ્ખણની સુબાગીરી માટે કજીઓ થયો. આ ઝગડાનો લાભ લઈ પેશ્વાએ **ઘાઝીઉ-દ્દીન**નો પક્ષ લઇ **સદાશિવરાવ**ને તેની મદદે મોકલ્યો. **રાઘોજી** ભોંસલેએ પણ આ અવ્યવસ્થાનો લાભ લઈ **ગ્વાલગઢ, નાર્નલ, માણીકદુર્ગ** જીતી લીધાં. એટલામાં **ઘાઝીઉદ્દીન**નું ખૂન થયું; પણ પેશ્વાએ પોતાને મદદને પેટે તેના તરફથી મળેલા **વરાડ**ના પ્રાંતો દખ્ખણના સુબેદારને પાછા આપ્યા નહિ. એટલામાં નિઝામના એક સરદારે **અહમદનગર**નો કિલ્લો **સદાશિવ**ને ઇ.સ.૧૭૫૯ માં સોંપી દીધો. આથી પેશ્વા અને દખ્ખણના સુબેદાર વચ્ચે વિગ્રહ સળગ્યો. પરંતુ સુબેદાર પોતે લડાઈ માટે તૈયાર નહિ હોવાથી ૬૨ લાખ રૂપીઆની આવકના **દોલતાબાદ. બિજાપુર** અને **આશીરગઢ** જિલ્લાઓ સોંપી મરાઠા સાથે સલાહ કરી.

આ અરસામાં **રાઘોબા**એ લશ્કર લઇ **પંજાબમાં** જઇ **અફઘાનો**ને હરાવી **લાહોર**માં પોતાનો સુબો નીમ્યો. **રાઘોબા અટક**થી મહિમા સાથે પાછો આવ્યો, પણ તેણે દેશને ૮૦ લાખ રૂપીઆના દેવામાં નાખ્યો. આથી **બાલાજી બાજીરાવે રાઘોબા**ને દિવાન નીમ્યો, અને **સદાશિવરાવ**ને સેનાપતિ તરીકે ઉત્તરમાં મોકલ્યો.

**બાલાજી બાજી**રાવના વખતમાં મરાઠાનાં જુદાં જુદાં રાજ્યો વૃદ્ધિ પામી અતિ બળવાન થયાં. **હોલ્કરે** પણ **બુંદેલખંડ** જીત્યું હતું. મરાઠાઓની જીતોથી તેમની કીર્તિ ચોમેર ફેલાઇ હતી. આ વખતે મરાઠી રાજ્યની પૂર્ણ કળા જોઇને એમજ લાગતું હતું, કે મોગલ સામ્રાજ્યનો નાશ કરી મરાઠાઓ **હિંદુ** સામ્રાજ્ય સ્થાપશે; પરંતુ ચડતી પાછળ પડતી આવે છે, એવો સૃષ્ટિનો ક્રમ છે. તે મુજબ એક અણધાર્યો બનાવ બન્યો; જેથી મરાઠા રાજ્ય લગભગ તૂટી ગયું, અને તેની આશા સ્વપ્નાની માફક પડી ભાગી.

**અહમદશાહ અબદલી** નામે પાદશાહ **અફઘાનિસ્તાન**માં રાજ્ય કરતો હતો. તે **દુરાની** લોકોની ટોળીનો સરદાર હોવાથી **અહમદશાહ દુરાની** નામથી પણ ઓળખાતો. તે **નાદીરશાહ** સાથે **હિંદ**માં આવેલો હોવાથી દેશની જાહોજલાલી વિષે જાણીતો હતો. મોગલ રાજ્યની પડતીનો લાભ લેવા **સિંધુ** ઓળંગી **પંજાબ** પર ચઢી આવ્યો, પણ ત્યાંના સુબાએ ખંડણી આપવાની કબુલાત આપવાથી તે પાછો ગયો. થોડા વખત પછી ફરીથી આવી **પંજાબ** જીતી ત્યાં પોતાના પુત્રને મૂકતો ગયો; પરંતુ તેની ગેરહાજરીનો લાભ લઈ મોગલ પ્રધાન **ઘાઝીઉદ્દીને** મરાઠાની મદદથી તેને હાંકી કાઢયો.

આ સમાચાર સાંભળી **અહમદશાહ** બળવાન લશ્કર લઈ કાબુલથી ઉતરી આવ્યો. હિંદમાં મરાઠી સામ્રાજ્ય સ્થાપવાની અભિલાષાથી મરાઠાઓ અફઘાનોની સામે લડવા તૈયાર થયા. **રજપૂતો, જાટ, પિંઢારા, હોલ્કર, સિંધીઆ, ગાયકવાડ અને બીજાં મરાઠા કુટુંબો પેશ્વાની મદદે આવ્યાં. રોહિલા અને બીજી મુસલમાની કોમો અબદલીના પક્ષમાં ભળી.**

મરાઠાના લશ્કરમાં ૫૫,૦૦૦ ઘોડેસવાર, ૧૫,૦૦૦ પાયદળ, તથા ૨૦૦ તોપો હતી. તેમાં ઉત્તર તરફ જતાં ઘણાં માણસો ઉમેરાવાથી એક લાખની સંખ્યા થઇ હતી. તે કરતાં બમણાં માણસો તેમને મદદ કરનાર હતાં. મરાઠાઓનું લશ્કર તથા તેમની છાવણી

વ્યવસ્થિત હતાં. લશ્કરના મુખ્ય સરદારોમાં પેશ્વાનો પીતરાઇ ભાઇ **સદાશિવભાઉ** અને પુત્ર **વિશ્વાસરાવ** હતા. તેમણે **દિલ્હી** જઇ ખાઇઓ ખોદાવી લડાઇની તૈયારી કરી. તેઓ ધારતા હતા કે અફઘાનો ભૂખે મરી ઘેરો ઉઠાવી ચાલ્યા જશે.

**અફઘાન** લશ્કરમાં ૪૨,૦૦૦ ઘોડેસવાર, ૮૦,૦૦૦ પાયદળ, અને ૮૦ તોપો હતી. **અહમદશાહે** મરાઠી હયદળને કાપી મરાઠા સૈન્યમાં ભંગાણ પાડયું. આથી **વિશ્વાસરાવે** સરદારોને બોલાવી મરવું કે જીતવું એવો નિશ્ચય કર્યો. **અહમદશાહ** તૈયાર હતો. પોતાના બીકણ સૈનિકોને તેણે કહ્યું કે "તમે સુખેથી સૂઇ જાઓ, હું તમારૂં રક્ષણ કરીશ." તેણે ઘોડેસવાર થઇ લશ્કર આગળ દોર્યું, પણ મરાઠાઓએ અફઘાનોની ડાબી પાંખ તોડી તેમને પાછા હઠાવ્યા, તેથી તેઓ પોતાની છાવણીમાં પાછા ગયા. તે પછી અફઘાનોના લશ્કરમાં અયોધ્યાનો નવાબ **શુજાઉદ્દૌલા** જોડાયો, તેથી બાજી બદલાઈ ગઇ. બે મહીના રાહ જોઇ ઇ. સ. ૧૭૬૧ ના એપ્રિલની સાતમી તારીખે પ્રભાતે ભયંકર વિગ્રહ શરૂ થયો. ઉત્તરના પહાડી અને ઠંડા પ્રદેશના બળવાન અફઘાનો સામે **મરાઠાઓ** ટકી શકયા નહિ. બપોરે બે વાગે **વિશ્વાસરાવ** લડતાં લડતાં પડયો, અને મરાઠી સૈન્ય નિરાશ થઈ અવ્યવસ્થિત થતાં હારી ગયું. તે દિવસે મરાઠી સામ્રાજ્ય સ્થાપવાના ભગીરથ પ્રયત્નમાં લગભગ બે લાખ **હિંદુઓએ** **પાણીપતના** ક્ષેત્રમાં પોતાનું લોહી વહેવડાવ્યું.

**સદાશિવભાઉ, વિશ્વાસરાવ,** અને અન્ય અનેક સરદારો રણમાં પડયા. પેશ્વા જાતે વધુ સૈન્ય સાથે દખ્ખણથી મદદ માટે ઉત્તરમાં આવતો હતો, એટલામાં તેને રસ્તામાં લડાઇની ખબર લઈ જતો દૂત મળયો. એક સાહુકારે પત્રમાં લખ્યું હતું, કે "**બે મોતી ફુટી નંખાયાં છે, સત્તાવીસ મહોરો ગુમાવી છે, અને ખોવાએલા રૂપા તથા તાંબાના સિક્કાની સંખ્યા નક્કી થઈ શકી**

**નથી.**" પેશ્વા આ અતિ દુઃખદ સમાચાર સાંભળી શોક અને શરમમાં પુના તરફ પાછો ફર્યો, અને ગમગીનીમાં ગરક થઇ થોડાજ માસમાં મરણને શરણ થયો.

લડાઈમાં વિજય મેળવી **અહમદશાહ અબદલી** હિંદમાં રહ્યો નહિ, પણ મોગલ પાદશાહ **શાહઆલમ** બીજાને ગાદી આપી પોતાના દેશમાં ચાલ્યો ગયો, અને પછી પાછો આવ્યો નહિ.

વિગ્રહ પહેલાં **મરાઠાઓ તાંજોરથી** પંજાબ સુધીના આખા **હિંદમાં** ફરી ચોથ ઉઘરાવતા હતા. વિગ્રહથી તેમના બળને જબરો ફટકો લાગ્યો. આમ થવાથી પેશ્વાઈની વૃદ્ધિ થતી અટકી, અને પેશ્વાની સત્તા ઘણી કમી થઈ ગઇ. તેનો લાભ લઇ બીજાં મરાઠી રાજ્યો સ્વતંત્રપણે વર્તવા લાગ્યાં. તેઓ કુસંપથી માંહોમાંહ લડી નબળાં પડવા લાગ્યાં. એમ મરાઠાઓ ઘણાં વર્ષો સુધી **ચંબલ** નદી ઓળંગી આગળ જઇ શકયા નહિ.



## ૪૨. ચોથો પેશ્વા માધવરાવ અને નાનાફડનવીસ.

### મરાઠી રાજ્યની પુનઃ ચઢતી અને પડતી.

**બાલાજી બાજીરાવ**ના મરણ પછી તેના બે દીકરા **માધવરાવ** અને **નારાયણરાવ**માંથી **માધવરાવ** ૧૭ વર્ષની વયે પેશ્વા થયો. તે કાચી વયનો હોવાથી તેનો કાકો **રઘુનાથરાવ** કે **રાઘોબા** તેની વતી કારભાર કરતો હતો. આ વખતે મરાઠાઓનો કુસંપ અને પડતીનો લાભ લઇ નિઝામે **પુના** લૂંટયું. આથી જુવાન પેશ્વાએ કુસંપ દૂર કરી બહાદુરી બતાવી નિઝામને હરાવ્યો. **મ્હૈસુરના હૈદરઅલીએ પુના** પર ચઢાઇ કરી, તેને ઇ. સ. ૧૭૬૪ માં હરાવી તેની પાસેથી ૩૨ લાખ રૂપીઆ લીધા.

**રામશાસ્ત્રી** નામના શિક્ષક તરફથી **માધવરાવને** ઉંચા પ્રકારનું ધાર્મિક અને રાજદ્વારી શિક્ષણ મળેલું હોવાથી તેણે બહાદુરીથી કારભાર કરી હચમચી રહેલું મરાઠી રાજ્ય પાછું ઠેકાણે આણ્યું. તેના વખતમાં **રામશાસ્ત્રી** ન્યાયાધીશ, **ત્ર્યંબકમામા** અને **હરિપંત સરદારો**, તથા **સખારામભાઉ** અને **નાનાફડનવીસ** તેના ઉત્તમ કારભારીઓ હતા.

**બાલાજી જનાર્દન ભાનુ ઉર્ફે નાનાફડનવીસ** ઇ. સ. ૧૭૪૧ માં જન્મ્યો હતો. ૨૦ વર્ષની વયે **સદાશિવરાવભાઉના** સૈન્ય સાથે **પાણીપતની** લડાઈમાં ગએલો, અને મરતાં મરતાં મહા મુશ્કેલીએ બચ્યો હતો. ઇ. સ. ૧૭૬૩ માં **માધવરાવે** તેના કાકા **રઘુનાથરાવના** હાથમાંથી રાજ્યસત્તા લઈ **નાનાને** સોંપી.

પેશ્વાની સગીર વયને લીધે **મરાઠા** સરદારોએ સ્વતંત્ર થવા ઈચ્છયું, પણ તેણે **નાનાફડનવીસની** મદદથી તેઓના આગેવાન **જાનોજી ભોંસલેને** હરાવી વશ કર્યો. રઘુનાથરાવે પોતાની પત્ની **આનંદીબાઈના** સમજાવવાથી અર્ધું રાજ્ય માગ્યું, પણ તેને વશ કરવામાં આવ્યો. **રાણોજીનો** પુત્ર **જંકોજી સિંધીઆ પાણીપતના યુદ્ધમાં** મરાવાથી **મહાદજી સિંધીઆને** ગાદી આપી. ઈ. સ. ૧૭૬૬ માં **મલ્હારરાવ હોલકર** મરણ પામ્યો. તેથી **અહલ્યાબાઇએ તુકાજીની** મદદથી ઇંદોરનો કારભાર ચલાવવા માંડયો.

હવે બધા મરાઠા સરદારોએ સંપ કરી **વિસાજી કૃષ્ણને** સૈન્ય આપી ઇ. સ. ૧૭૬૯ માં મોકલ્યો, અને પેશ્વાએ **સિંધીઆ** તથા હોલકરને તેની મદદે જવા હુકમ કર્યો. તેમણે રજપૂત અને જાટ લોકો પાસેથી ખંડણી લીધી. અને રોહીલાને વશ કર્યા. ઇ. સ. ૧૭૭૧ માં દિલ્હી અને **આગ્રા** જીતી લઇ **શાહઆલમને** પોતાના કબજામાં લીધો. તે દરમિઆન **માધવરાવે હૈદરને** દક્ષિણમાં હરાવ્યો. આમ પેશ્વાઇને ફરીથી સજીવન કરી **માધવરાવ** ઈ. સ. ૧૭૭૨ માં અકાળ મરણ પામ્યો.

**માધવરાવ**ના મરણ પછી તેનો ભાઈ **નારાયણરાવ** પેશ્વા થયો. **માધવરાવે** મરણ વખતે **રાઘોબાને** બોલાવી પોતાના ભાઇને સોંપ્યો હતો; પણ તે ઝાઝી મુદ્દત રાજ્ય કરી શક્યો નહિ. થોડા માસ પછી **આનંદીબાઇ**ના સમજાવવાથી **નારાયણરાવ**નું ખૂન થયું અને **રાઘોબા** પેશ્વા થયો. તેણે **હૈદ્રાબાદ**ના **નિઝામઅલી**ની સાથે સલાહ કરી. તેનાં આવા કાર્યોથી કંટાળી **રામશાસ્ત્રીએ** રાજીનામું આપ્યું. એટલામાં **નારાયણરાવ**ની સગર્ભા વિધવા **ગંગાબાઇએ** ઈ. સ. ૧૭૭૪ ના એપ્રિલમાં **સવાઇ માધવરાવ** નામના બાળકને જન્મ આપ્યો. આથી મરાઠાઓમાં **સવાઈ માધવરાવ**નો અને **રાઘોબાનો** એમ બે પક્ષ પડયા; **નાનાફડનવીસ**, **સખારામભાઉ** અને બીજા જુના નોકરોએ બાળકનો પક્ષ લઇ તેને નામે કારભાર કરવા માંડયો. **નાનાફડનવીસે** કુલ સત્તા પોતાના હાથમાં લીધી, અને **રાઘોબા** સાથે લડવામાં જે જે મુસીબતો વેઠવી પડી, તે બધી તેણે પોતાના બુદ્ધિબળથી દૂર કીધી. **સિંધીઆએ** તેનું રક્ષણ કર્યું.

**રાઘોબાએ** **મુંબઇ**ના ગવર્નરની મદદ માગી, અને તે બદલ **મુંબઈ** પાસેના **વસાઇ** અને **સાલ્સેટ** ટાપુઓ આપવાનું વચન આપ્યું. **નાનાફડનવીસે** પણ તેજ સરતે **કલકત્તા**ના ગવર્નરની મદદ માગી. તે અને તેનો કાકો **મુરાબા** **પુના**માં આગેવાન હતા; પણ કંઈ કારણસર તેના કાકાએ નારાજ થઈ રાઘોબાને ગાદીએ લાવવા ફરીથી **મુંબઇ**ના ગવર્નરની મદદ માગી. **મુંબઇ**નું લશ્કર **રાઘોબાને** લઈ **પુના** જવા નીકળ્યું. તે પશ્ચિમઘાટમાં આવેલા **તુલીગ્રામ** આગળ ઇ. સ. ૧૭૭૬ ના જાન્યુઆરિની ૯મી તારીખે હાર્યું; તેથી **વારગામ** મુકામે કરાર કરી પાછું ફર્યું. **મુંબઇ** સરકારે ફરી તૈયારી કરી **ગ્વાલિઅર** અને **અમદાવાદ** જીતી **કોંકણ**નો મોટો ભાગ જીતી લીધો. છેવટે ઈ. સ. ૧૭૮૨ માં **સાલબાઇ** મુકામે સલાહ થવાથી **રાઘોબાને** ૩ લાખનું વર્ષાસન બાંધી આપવામાં આવ્યું, અને સવાઈ **માધવરાવને** પેશ્વા તરીકે મંજુર રાખવામાં આવ્યો.

**મહાદજી સિંધીઆ** પેશ્વાથી સ્વતંત્ર થવા માગતો હતો; તેને પેશ્વાની આણ માનતો કરવા **નાનાફડનવીસ** ઘણું મથતો હતો. અંતે ઈ. સ. ૧૭૮૭ માં **મહાદજી** ઉત્તરમાં હાર ખાઇ પોતાની મેળે **નાનાને** નમ્યો, અને તેણે લખ્યું કે "મારો વહેમ રાખશો નહિ, આપણે બંને એક ધણીના નોકરો છીએ, અને મને તમારી મદદની જરૂર છે." **નાનાફડનવીસની** આ મોટી ફતેહ કહેવાય.

**નાનાફડનવીસના** વખતનો છેલ્લો મોટો બનાવ **નિઝામ** પર મેળવેલા **ખરડાના** વિજયનો હતો. આ વખતે **સિંધીઆનું** લશ્કર **પુનામાં** હતું. પેશ્વાના હુકમને માન આપી **હોલ્કર** અને **ભોંસલે** મહાન સૈન્ય સાથે આવી પહોંચ્યા, અને તેની મદદે ગાયકવાડે પણ મોટું લશ્કર મોકલ્યું હતું. તે પછી **નાનાફડનવીસે** **નિઝામઅલી** પાસે ચોથની માગણી કરી. તેનો જવાબ સંતોષકારક નહિ મળ્યાથી ઇ. સ. ૧૭૯૫ માં **કુર્દલા** આગળ લડાઈ થઇ. થોડો વખત લડી નિઝામ તરતજ રણક્ષેત્રમાંથી જતો રહ્યો. તેનું લશ્કર વિખેરાયું, અને મરાઠાઓને ઘણી સહેલાઇથી જય મળ્યો. **નિઝામે** ૩ કરોડ રૂપીઆ અને અર્ધું રાજ્ય આપવા કબુલ કર્યું. જીત મેળવ્યા પછી સવાઈ **માધવરાવે** ટીકા કરી, કે "**આ નજીવી મહેનતે આપણે જીત્યા, તેમાં આટલી બધી પતરાજી શાની! આપણી સ્થિતિ જોઈ મને તો અફસોસ થાય છે.**" આ બનાવ મરાઠી ઇતિહાસમાં નોંધી રાખવા લાયક છે; કારણ કે આ વખતે બધા મરાઠા સરદારો **નાનાફડનવીસના** હુકમને માન આપી પોતપોતાની ટુકડીઓ સાથે જેટલી સંખ્યામાં હાજર થયા હતા, તેટલી સંખ્યામાં પછી કોઈ પણ દિવસ એકઠા થયા નથી. **નાનાફડનવીસ** હવે હિંદમાં સૌથી બળવાન થયો.

**સવાઈ માધવરાવ** **નાનાફડનવીસ** અને બ્રાહ્મણોના દાબથી કંટાળી ઇ. સ. ૧૭૯૫ ના ઑક્ટોબરની ૨૫ મી તારીખે મહેલની અગાસીમાંથી પડતું મૂકી આપઘાત કરી મરણ પામ્યો.



## ૪૩. નાનાફડનવીસ અને છેલ્લો પેશ્વા બાજીરાવ બીજો.

### પેશ્વાઇનો અંત.

કુર્દલાની લડાઈ પછી મરાઠાઓમાં ભારે કુસંપ થયો હતો. બે ત્રણ વર્ષ સુધી તેઓ માંહોમાંહે લડયા. પણ કુસંપ દૂર થયો નહિ. **માધવરાવ**ના મરણ પછી **રાઘોબા**નો પુત્ર **બાજીરાવ** પેશ્વા થયો. આ વખતે **અંગ્રેજોએ** હિંદના રાજાઓને માંહોમાંહે લડતા અટકાવવા અને પરદેશી હુમલાથી તેમનું રક્ષણ કરવા એક મોટું લશ્કર તૈયાર કર્યું. તેમણે બીજા પરદેશી માણસોને પોતાના મુલકમાંથી કાઢી મૂકી પોતાના રક્ષણ માટે અંગ્રેજી લશ્કર રાખી તેનો પગાર આપવાનું દરેક દેશી રાજ્યને કહ્યું. **ગવર્નર જનરલ વેલેસ્લી**ની આ યોજના "**સહાયકારી લશ્કરની યોજના**"ને નામે પ્રખ્યાત છે.



બાજીરાવ બીજો.

ગવર્નર જનરલે પેશ્વાને '**સહાયકારી લશ્કર**' રાખવાનું કહ્યું. પણ **નાનાફડનવીસે** તે માગણી સ્વીકારવા દીધી નહિ. ઇ. સ. ૧૭૯૯ માં મરાઠાઓએ અંગ્રેજો સાથે લડવા તૈયારી કરી. એવામાં **નાનાફડનવીસ** મરણ પામ્યો. જે શક્તિથી તેણે ૩૦ વર્ષ સુધી મરાઠાઓનો કારભાર ચલાવ્યો તે અજાયબ જેવી હતી. તે જીવ્યો ત્યાં સુધી તેણે પેશ્વાઇને ડોલવા દીધી નહિ. **બાજીરાવ બીજા** વિષે તેનો અભિપ્રાય સારો ન હતો. તે કહેતો હતો કે "જો તે પેશ્વા તરીકે કાયમ રહેશે, તો મરાઠી રાજ્યનો વિનાશ થઈ જશે."

મરાઠા સરદારોનો કુસંપ તોડવા તેણે અથાગ પ્રયત્ન કર્યો, પણ તેના મરણ સુધી તે તૂટી શકયો નહિ. તેના મરણ પછી પેશ્વા અને **સિંધીઆ નાનાની** મિલ્કત માટે લડ્યા. પેશ્વાની નબળાઇનો લાભ લઈ બીજા મરાઠા સરદારો સ્વતંત્ર થવા લાગ્યા. આખરે **સિંધીઆની** ઘણી બીકને લીધે **બાજીરાવે વસાઇના** કરારથી અંગ્રેજોની **સહાયકારી લશ્કરની યોજના** સ્વીકારી. પોતાની મરજી વિરુદ્ધ પેશ્વાએ અંગ્રેજો સાથે કરાર કર્યા તેથી હોલ્કર અને સિંધીઆ નારાજ થયા, અને તેમણે લડાઈની તૈયારી કરી. થોડા વખત પછી **બાજીરાવે** તેમની સાથે છૂપી મસલત કરી અંગ્રેજોથી સ્વતંત્ર થવા ઇચ્છયું. તેણે ઈ.સ. ૧૮૧૭માં પુનાની પાસે **ખડકીમાં** રહેતા અંગ્રેજ રેસિડન્ટ **મિ. એલ્ફીન્સ્ટન** પર હુમલો કર્યો, પણ તેના સૈન્યને સખત હાર ખાવી પડી. આ પ્રમાણે **બાજીરાવ** વારંવાર કરાર તોડતો હોવાથી તે ભરોસા લાયક જણાયો નહિ, તેથી તેને વર્ષાસન બાંધી આપી **બિથુરના** કિલ્લામાં નજરકેદ રાખ્યો. આ પ્રમાણે અંગ્રેજોએ ઇ. સ. ૧૮૧૮માં પેશ્વાનો ભાગ ખાલસા કરી **સતારાના શિવાજીના** વંશજને સ્વતંત્ર બનાવ્યો. તેનો છેલ્લો રાજા ઈ. સ. ૧૮૪૮ માં વારસ વગરનો મરણ પામવાથી અંગ્રેજોએ **સતારાનું** રાજ્ય ખાલસા કર્યું. **બાજીરાવના દત્તક પુત્ર નાનાસાહેબે** ઇ. સ. ૧૮૫૭ ના બળવામાં ભાગ લીધો. તે પછી તે મરણ પામ્યો. એમ પેશ્વાના વંશજોનો પણ અંત આવ્યો. પરંતુ **શિવાજીના વંશજો હજુ પણ કોલ્હાપુરમાં રાજ્ય ભોગવે છે.**

---

## ૪૪. સિંધીઆનું કુટુંબ. મહાદજી સિંધીઆ.

**સિંધીઆ** કુટુંબનો સ્થાપનાર **રાણોજી** હતો. પ્રથમ તે **બાલાજી વિશ્વનાથની** નોકરીમાં એક હલકા હજુરીઆ તરીકે દાખલ થયો, અને ધીમે ધીમે પોતાની હોશિયારી અને બુદ્ધિથી ઉંચી પદવીએ પહોંચ્યો. છેવટે **ગ્વાલિઅરમાં** સ્વતંત્ર રાજ્ય સ્થાપી તે ઈ. સ. ૧૭૫૦ માં મરણ પામ્યો.

**રાણોજીના** કુટુંબમાંથી **મહાદજી સિંધીઆ** ઉતરી આવેલો હતો. તે ઘણો બહાદુર, ડાહ્યો, અને ખૂશમિજાજી હતો.

**નારાયણરાવ પેશ્વાના** ખૂન થયા પછી પેશ્વાના પદને માટે ચાલેલી તકરાર વખતે તેણે અંગ્રેજોની સામે પોતાની કુશળતા બતાવી હતી, અને **સાલ્બાઈની** સલાહથી તેને **ભરૂચ** મળ્યું હતું. તે પછી રજપૂતો પાસેથી તેણે ખંડણી લીધી.

**શાહઆલમ** પાદશાહે ઉત્તરના રાજકર્તાઓના કુસંપનો લાભ લઇ પોતાના પ્રધાન **નજફખાનની** મદદથી ખોએલા **દિલ્હી** અને **આગ્રા** પ્રાંતો ફરીથી કબજે કર્યાં.

ઇ. સ. ૧૭૮૨ માં **નજફખાન** મરણ પામ્યો. તેનો પુત્ર **અફ્રાસિઆદખાન** પોતાનું રક્ષણ કરવા માટે અશક્ત હતો, તેથી તેણે સિંધીઆની મદદ લીધી. તે થોડા વખતમાં મરણ પામ્યો, અને **મહાદજી સિંધીઆ** સહેલાઇથી **દિલ્હીનો** ધણી થયો. આમ **શાહઆલમ** પાદશાહ સિંધીઆના કબજામાં આવ્યો; પાદશાહે પેશ્વાને **'વકીલે મુતાલિક'** એટલે રાજ્યપ્રતિનિધિનો ઈલ્કાબ આપ્યો. સિંધીઆ પેશ્વાના ડેપ્યુટી તરીકે **દિલ્હીમાં** રહ્યો, અને પાદશાહે તેને **આગ્રા** તથા **દિલ્હીનો** સુબેદાર ઠરાવ્યો.

જ્યારે ઇ. સ. ૧૭૯૦ માં બ્રિટિશ, નિઝામ, અને મરાઠાનું સંયુક્ત લશ્કર **ટીપુ** સામે લડયું, અને તે પછી મહારાષ્ટ્રમાં **નાના-ફડનવીસનું** જોર વધ્યું, તે અરસામાં **મહાદજી** પુના આવ્યો.

તેનો બાહ્ય હેતુ પાદશાહે પેશ્વાને આપેલા **"વકીલે મુતાલિક"**નો ઈલ્કાબ આપવાનો હતો. પરંતુ ખરો હેતુ **નાનાફડનવીસ** અને બ્રાહ્મણોની સતાનો નાશ કરવાનો હતો. પેશ્વાએ દરબાર ભરી **મહાદજીને** **દિલ્હીના** વંશપરંપરાના પ્રતિનિધિ તરીકે ઠરાવ્યો.

**મહાદજીની** હાજરી દરમિઆન પેશ્વા સવાઇ **માધવરાવ** ધીમે ધીમે છૂટ મેળવતો હતો. સિંધીઆના સેનાપતિએ ઉત્તરમાં **હોલ્કર**

પર જીત મેળવવાથી પુનામાં તેની સત્તા બળવત્તર થઇ, પણ એટલામાં ઇ. સ. ૧૭૯૪ માં **મહાદજી** મરણ પામ્યો.

**મહાદજીના** મરણ પછી તેનો ભત્રીજો **દોલતરાવ** સિંધીઆ ગાદીએ બેઠા. **નાનાફડવીસના** મરણ પછી તે પેશ્વા સામે લડ્યો, અને તેને કબજે કર્યો. એટલામાં તેને **હોલકર** સાથે લડવું પડ્યું. **યશવંતરાવ હોલકરે** પોતાના પ્રાંતો લૂંટ્યા, એ સમાચાર સાંભળી સિંધીઆ પોતાની રાજધાની **ઉજ્જન**માં ગયો. પરંતુ તે પહોંચ્યો તે પહેલાં **હોલકર** દખ્ખણમાં જતો રહ્યો. **હોલકરને** હરાવી સિંધીઆ ઉત્તરમાં આવ્યો. એટલામા પેશ્વાએ અંગ્રેજો સાથે સલાહ કરી. અંગ્રેજોએ સિંધીઆને પણ સહાયકારી લશ્કરની યોજના સ્વીકારવાની ફરજ પાડી, તેથી તેણે અંગ્રેજો સાથે લડાઈ જોડી. આખરે હાર ખાઈ સિંધીઆએ અંગ્રેજોની માગણી સ્વીકારી ઇ. સ. ૧૮૧૭ માં સલાહ કરી.

હાલમાં **ગ્વાલિઅર**માં મહારાજ **માધુરાવ** ગાદીએ બિરાજે છે. તેઓ બ્રિટિશ સરકારના આશ્રય તળે પોતાનું રાજ્ય ચલાવે છે, અને લોકકલ્યાણના હિતમાં સારું જીવન ગાળે છે. થોડા વખત ઉપર થઇ ગએલા **યુરોપિઅન વિગ્રહમાં** તેમણે ઘણી સારી સેવા બજાવી હતી. તેઓ વિદ્યાવિનોદી છે; તેમની કદર જાણી કેમ્બ્રિજ યુનિવર્સિટીએ એલ. એલ. ડી. ની માનવંતી ડીગ્રી તેમને બક્ષી છે. તેમના રાજ્યનો કારભાર "**મિજલિસે ખાસ**" નામની કૌંસિલના પાંચ સભાસદોની મદદથી ઘણા ઉત્તમ પ્રકારે ચાલે છે.

તેમના રાજ્યમાં ઔદ્યોગિક પ્રગતિ ઘણી માલમ પડે છે. ઠામ ઠામ રૂ કાંતવાનાં કારખાનાં દેખાય છે, અને કેટલેક સ્થળે લુગડાં વણવાની મીલોમાં સારૂં કામ કરવામાં આવે છે. ચંદેરીમાં ઘણી ઉચ્ચ પ્રકારની મલમીન બને છે. આ ઉપરાંત ચામડાનો રોજગાર પણ ત્યાં સારો ચાલે છે.

---

# ૪૫. અહલ્યાબાઇ અને તુકાજી હોલ્કર.

**બાલાજી વિશ્વનાથ**ના વખતમાં **મલ્હારરાવ** નામે એક ભરવાડનો છોકરો પ્રકાશમાં આવ્યો. તેણે પેશ્વા પર પોતાના વિષે સારી છાપ પાડી. ઈ. સ. ૧૭૭૩ માં તેને ઇંદોરમાં ચોથ ઉઘરાવવા મોકલવામાં આવ્યો. ત્યાં તેના વંશજોએ ધીમે ધીમે સ્વતંત્ર થઇ જુદી ગાદી સ્થાપી. એ રાજાઓ હોલ્કર નામથી ઓળખાય છે, અને હાલ પણ ઇંદોરમાં રાજ્ય કરે છે.

**અહલ્યાબાઇ મલ્હારરાવ હોલ્કર**ના પુત્ર **ખંડેરાવ**ની વિધવા હતી. તેના સ્વામીના સ્વર્ગવાસ પછી ઇંદોરનું **રાજ્ય** તેના હાથમાં આવ્યું. આ પરાક્રમી અને વિવેકી બાઇએ **તુકાજી હોલ્કર** નામના એક વીર અને ઠરેલ પુરુષને સલાહકાર નીમી ઇ. સ. ૧૭૬૫ થી ઇ. સ. ૧૭૯૫ સુધીનાં ૩૦ વર્ષ સુધી પ્રજા સંતોષ પામી એવી રીતે કારભાર કર્યો. પોતાને નડતી મુસીબતો દૂર કરી તેણે એવી ઉત્તમ રીતે રાજ્ય ચલાવ્યું, કે પ્રજામાં સુખ અને સંતોષ વ્યાપી રહ્યાં.

તે બે જણના કારભારની ઇતિહાસકારો બહુ પ્રશંસા કરે છે. તેઓ એક બીજાની સલાહ લઇ રાજ્યકાર્ય કરતાં હતાં. **અહલ્યાબાઇ** ઘણી પવિત્ર, ધર્મિષ્ઠ, નિયમિત કામ કરનારી, અને ચપળ હતી. મોટા અમલદારો તે જાતે નીમતી. બપોરના બેથી સાત વાગતા સુધી અને રાતના નવથી અગિઆર વાગતા સુધી તે રાજ્યકાર્ય કરતી. પરરાજ્યો સાથે તેણે એવી મૈત્રી રાખી હતી, કે તેના જમાનામાં એકજ વખતે ઇંદોર પર ચઢાઇ થઇ હતી. તેણે ઇંદોરને રમણીય નગર બનાવ્યું, અને તેના રક્ષણને માટે કેટલાક કિલ્લા ચણાવ્યા. રાજકારભારના શ્રમથી અને પુત્રીમરણના શોકથી ૬૦ વર્ષની વયે તે દેવલોક પામી. તે સ્વભાવે આનંદી, અત્યંત સાદી, અને કવચિતજ ગુસ્સે થાય એવી હતી.

તેના મરણ પછી **જશવંતરાવ હોલ્કર** ઇંદોરની ગાદીએ બેઠો. તેણે અંગ્રેજોની સહાયકારી લશ્કરની યોજના સ્વીકારી નહિ, તેથી તેને

તેમની સથે લડાઈ થઈ. શરૂઆતમાં બ્રિટિશ લશ્કર હાર્યું, પણ બીજે વર્ષે એટલે ઇ. સ. ૧૮૦૪ માં અંગ્રેજોએ તેને **દીગ**ની લડાઈમાં હરાવ્યો, તેથી તેણે સલાહ કરી. તેના મરણ પછી તેની સ્ત્રી **તુલસીબાઈ** કારભાર કરતી હતી. જ્યારે **બાજીરાવે** ઇ. સ. ૧૮૧૭ માં અંગ્રેજો સાથે લડાઈ કરી, ત્યારે તે મદદે આવતી હતી. તેનો વિચાર અંગ્રેજો સાથે સલાહ કરવાનો હોવાથી સરદારોએ તેને મારી નાખી.

તેના મરણ પછી અંગ્રેજોએ **જશવંતરાવ હોલકર**ના પુત્ર **મલ્હારરાવ**ને ગાદીએ બેસાડી તેના રક્ષણ માટે લશ્કર મૂકયું હતું. તે ઇ. સ. ૧૮૩૩ માં મરણ પામ્યો.

હાલના **હોલકર મહારાજા તુકાજીરાવ** છે. તે વફાદારીથી બ્રિટિશ સરકારની સત્તામાં રહી પોતાનું રાજ્ય ચલાવે છે. ઇ. સ. ૧૯૦૩ માં તેમના પિતા **શિવાજી** તેમના લાભમાં ગાદી પરથી વાનપ્રસ્થ થયા. પરંતુ સગીર વયને લીધે તેઓ શ્રી પોતે રાજ્યના કાર્ય પર ધ્યાન આપી શકયા નહિ. એમનો પોતાનો અમલ સને ૧૯૧૧ ના નવેમ્બર માસથી શરૂ થાય છે. રાજ્યકારભાર પોતેજ ચલાવે છે. એમના રાજ્ય દરમિઆન આખા રાજ્યની ઉપજમાં ઘણો વધારો થયો છે. હાલ આવક ૮૫ લાખને અડસટ્ટે કરવામાં આવે છે.

---

## ૪૬. રાઘોજી ભોંસલે અને ગાયકવાડ.

**ભોંસલે** કુટુંબનો સ્થાપનાર **પરસોજી ભોંસલે** હતો. પેશ્વાના હુકમથી તે વરાડ પ્રાંતનું મહેસુલ ઉઘરાવતો. એના પીતરાઇએ રાજ્યપદ ધારણ કર્યું, અને **નાગપુર**માં ભોંસલેની ગાદી સ્થાપી. એનું નામ **રાઘોજી** હતું. રાઘોજી બીજાએ ઇ. સ. ૧૭૭૨ થી ઇ. સ. ૧૮૦૬ સુધી રાજ્ય કર્યું. તેણે **વેલેસ્લી**ની સહાયકારી લશ્કરની યોજના નહિ સ્વીકારવાથી લડાઈ થઇ. તેમાં હાર થવાથી **દેવગામ** મુકામે કરાર

ફરી તેણે સલાહ કરી. ઇ. સ. ૧૮૧૮માં છેલ્લા પેશ્વાએ કરાર તોડી અંગ્રેજો સાથે લડાઈ જોડી, ત્યારે **નાગપુર**ના જુવાન રાજાના રક્ષક આપાસાહેબે **સીતાબલ્દી**ના ડુંગરી કિલ્લામાં રહેતા અંગ્રેજ રેસિડેન્ટ **મિ. જેન્કીન્સ** પર હુમલો કર્યો. ૭ માસના કજીઆ પછી રાજા શરણે આવ્યો, અને સેનાપતિ આપાસાહેબ **સીખ**ની મદદ માટે **લાહોર** જતો રહ્યો. **અંગ્રેજોએ** રાજાના નામથી **નાગપુર**માં કારભાર ચલાવ્યો.

કેટલાક રાજાઓ પછી **રાઘોજી** બીજાનો પૌત્ર ગાદીએ બેઠો. પરંતુ તે ઇ. સ. ૧૮૫૨ માં અપુત્ર મરણ પામવાથી ગવર્નર જનરલ **લૉર્ડ ડેલહાઉસીએ** તેનો મુલક ખાલસા કર્યો. હાલ તે પ્રદેશ "મધ્ય પ્રાંતો અને વરાડ"ના નામથી ઓળખાય છે. પહેલાં ત્યાં ચીફ કમિશનર નિમાતો, અને તે કારભાર કરતો; પરંતુ ઇ. સ. ૧૯૨૦ ના છેવટના ભાગમાં ત્યાં ગવર્નરની નીમણુક થઇ છે. ત્યાંના પહેલા ગવર્નર સર **ફ્રેંક સ્લાઇ** હતા.

ગાયકવાડ કુટુંબનો સ્થાપનાર પ્રથમ પુરુષ **દામાજી** નામે હતો. **હોલ્કર** અને **સિંધીઆની** પેઠે તે પણ પ્રથમ પેશ્વાની નોકરીમાં જોડાયો હતો. તેના મરણ પછી તેનો ભત્રીજો **પીલાજી** મરાઠી લશ્કરનો સેનાપતિ બન્યો. એમ ધીમે ધીમે ગાયકવાડ કુટુંબ આગળ પડતું થયું. **દામાજી** બીજાના એક પૌત્રે ઇ. સ. ૧૮૦૧ માં અંગ્રેજોની સહાયકારી લશ્કરી યોજના સ્વીકારી. સને ૧૮૫૭ ના બળવા વખતે **ખંડેરાવ** ગાયકવાડે બ્રિટિશ સરકારને અંતઃકરણપૂર્વક મદદ આપી.

ઇ. સ. ૧૮૭૦માં **મલ્હારરાવ ગાયકવાડ** વડોદરામાં ગાદીનશિન થયા. ત્યાર પછી હાલના નામદાર ગાયકવાડ **સયાજીરાવ** જેઓ **દામાજીના** વંશમાંથી ઉતરી આવેલા છે, તેઓ ગાદી પર આવ્યા. તેમની તરુણ અવસ્થામાં રાજ્યકારભાર ચલાવવા **સર ટી. માધવરાવને** નીમવામાં આવ્યા.

**વડોદરાનું** રાજ્ય **હિંદ**નાં દેશી રાજ્યોમાં અગત્યનું સ્થાન ભોગવે છે; તેનું મુખ્ય કારણ એજ છે, કે નામદાર ગાયકવાડ જાતેજ ઘણા વિચારવંત અને વિદ્વાન રાજકર્તા છે.

તેમણે **જાપાન, ઈંગ્લાંડ**, અને **અમેરિકા**માં સફર કરી ત્યાંની વિદ્યાકળા શીખી લાવી તેનો લાભ પોતાની પ્રજાને આપ્યો છે. તેમના રાજ્યમાં હુન્નરકળા, વિજ્ઞાન, અને કેળવણીનો ઘણો પ્રચાર થાય, તે માટે તેમણે ઘણી સંસ્થાઓ ખોલી છે. ત્યાં ઘણું ઉત્તમ પ્રકારનું શિક્ષણ અપાય છે, અને તેનો લાભ તેઓશ્રીની પ્રજા ઉપરાંત બીજી પ્રજા અને અન્ય પુરુષો પણ લે છે.

વળી બ્રિટિશ રાજ્યપદ્ધતિને અનુસરીને પોતે રાજ્યકારભાર ચલાવે છે. સાંસારિક અને સામાજિક બાબતો ઉપર તેઓ ઘણું સારૂં લક્ષ આપે છે, અને પોતાની રૈયતની શારીરિક, માનસિક, તથા આર્થિક સ્થિતિ સુધારવા બનતા પ્રયત્ન કરે છે. બાળલગ્ન એજ દેશને હાનિકારક છે, એમ સમજી એમણે બાળલગ્નનો પ્રતિબંધ કર્યો છે. હલકી વર્ણના લોકોને કેળવણી આપવામાં તેઓ ઘણો શ્રમ વેઠે છે. ટુંકામાં કહીએ તો **ગુજરાતમાં વડોદરાનું રાજ્ય ઘણું આબાદ છે.**

---

## ૪૭. અ યુરોપીઅન લોકોનું હિંદમાં આગમન.

ઘણા લાંબા સમય ઉપર **યુરોપ**ના લોકોએ **હિંદુસ્તાન**ની સમૃદ્ધિ વિષે સાંભળ્યું હતું. ઇ. સ. પહેલાં **ગ્રીક** અને **રોમન** લોકો **હિંદ** સાથે વેપાર કરતા હતા. પૂર્વના મુલકોમાંથી યુરોપમાં માલ લઈ જવાના માર્ગો તે વખતે ઘણા હતા. તે પછી **આરબ** અને **મીસરી** લોકો **હિંદુસ્તાન**નો માલ રાતા સમુદ્રમાં થઇને ભૂમધ્ય સમુદ્રને કાંઠે આવેલા **ઍલેકઝાંડ્રિઆ** બંદરે લઈ જતા. બીજા કેટલાક ઊંટ પર માલ લાદીને **અફઘાનિસ્તાન, ઇરાન, મેસોપોટેમીઆ**માં થઈ **પાલેસ્ટાઇન**નાં બંદરોએ લઈ જતા હતા. ૫૦૦–૬૦૦ વર્ષ ઉપર ઇટલીનાં **વેનીસ**



હિંદમાં શરૂઆતનાં
બ્રિટિશ વેપારી
થાણાં.
સિંધુનદી
બ્રહ્મપુત્રાનદી
ગંગાનદી
ઢાકા
મુંબઈ
ગોવા
મછલીપટ્ટણ
બંગાળા
ઉપસાગર
અરબી
સમુદ્ર
પુલીકટ
મદ્રાસ
પોંડિચેરી
ફોર્ટ સેંટ ડેવીડ
માહી
કોચી
હિંદી
મહાસાગર.
M.A.

અને **જીનોવા** શહેર શ્રીમંત અને આબાદ હતાં; કારણ કે **હિંદનો** માલ તેઓની મારફતે યુરોપમાં ફેલાતો.

**તુર્કોએ** એશિઆ માઇનોર જીતી **કોન્સ્ટન્ટીનોપલને** રાજધાની કર્યા પછી જુના વેપારના રસ્તા બંધ થયા, તેથી યુરોપના લોકોએ **હિંદમાં** આવવાનો નવો જળમાર્ગ શોધી કાઢવાનો વિચાર કર્યો. **પોર્ટુગલનો વાસ્કો ડી ગામા આફ્રિકાનો** પશ્ચિમ કાંઠો ફરી એક વર્ષની સફર પછી **હિંદના કાલિકટ** બંદરે ઉતર્યો. ઈ. સ. ૧૪૯૮ના મેની ૨૦ મી તારીખ આપણે યાદ રાખીશું; કારણ કે તે દિવસે **હિંદ** મહાસાગરના રસ્તે યુરોપ સાથે જોડાયું.

**પોર્ટુગીઝોએ** ગોવામાં પોતાનું સંસ્થાન સ્થાપ્યું. લગભગ ૧૦૦ વર્ષ સુધી **હિંદનો** વેપાર તેઓના હાથમાં રહ્યો. ૧૬ મી સદીના અંતમાં યુરોપમાં એક પક્ષમાં **અંગ્રેજો અને વલંદા** અને બીજા પક્ષમાં **પોર્ટુગીઝ અને સ્પેનિશ** લોકો વચ્ચે વિગ્રહ સળગ્યો. તેમાં **પોર્ટુગીઝોની** સત્તા નાશ પામી.

ઇ. સ. ૧૬૦૦ માં **અંગ્રેજોએ ઈસ્ટ ઇંડિઆ કંપનિ** નામે એક વેપારી મંડળ સ્થાપન કર્યું. તે હિંદ સાથે વેપાર ચલાવવા આવ્યું. તેમના પછી ઇંગ્લાંડથી ઘણી કંપનિઓ આવી, અને ઇ. સ. ૧૭૦૦ માં તે બધી જોડાઇ જઈ **"યુનાઇટેડ ઇસ્ટ ઇંડિઆ કંપનિ"** નામથી ઓળખાવા લાગી. અંગ્રેજો પછી બે વર્ષે વલંદા લોકો **હિંદમાં** આવ્યા. તેઓએ **સુરત, કોચીન, જાફના, નેગાપટ્ટણ, મછલીપટ્ટણ** અને બીજે સ્થળે વેપારી મથકો બાંધ્યાં. તેઓ શરૂઆતમાં **અંગ્રેજો** કરતાં વધુ સફળ થયા હતા. ઈ. સ. ૧૬૦૦ થી ઇ. સ. ૧૭૦૦ સુધીનો **હિંદનો** વેપાર વાસ્તવિક રીતે તેઓના હાથમાં હતો.

અંગ્રેજી કંપનિ **હિંદમાં** લડવા કે દેશ જીતવા આવી નહોતી, પણ તેનો ખાસ હેતુ વેપાર કરવાનો હતો. શરૂઆતમાં તેમની પાસે સિપાઈઓ કે કિલ્લા બીલકુલ નહોતા. તેઓએ મજબુત વખારો

ચણાવી પોતાના રક્ષણ માટે પટાવાળા રાખ્યા. તેમણે મોગલ પાદશાહ પાસેથી બંદરો અને શહેરોમાં ખરીદી-વકરો કરવાની રજા મેળવી. પછી તેઓએ લુટારાથી પોતાનું રક્ષણ કરવા માટે હિંદી રાજારજવાડાની મદદ માગી હતી. થોડા વખત પછી મોગલ સલ્તનતની પડતી થઇ. તે વખતે દેશમાં ઘણી અવ્યવસ્થા થઇ. **શિવાજીએ** બે વખત **સુરત** લૂંટયું હતું. આમ ૧૦૦ વર્ષ વીત્યા પછી **અંગ્રેજોએ** નાના કિલ્લા બાંધી પોતાના રક્ષણ માટે થોડા સિપાઇઓ રાખવા માંડયા. ઇ. સ. ૧૭૦૦ માં **હિંદમાં** તેમનાં **મદ્રાસ, મુંબઇ**, અને **કલકત્તા** એમ ત્રણ મુખ્ય વેપારનાં મથકો હતાં.

આ પછી **ફ્રેંચો** વેપાર માટે હિંદમાં આવ્યા. તેઓનું મુખ્ય મથક **મદ્રાસની** દક્ષિણે **પોંડીચેરિમાં** હતું. તેઓ ધીમે ધીમે ચઢતીમાં આવ્યા, અને **અંગ્રેજોના** કટ્ટા પ્રતિસ્પર્ધી થયા. **ફ્રેંચો** વિના બીજી યુરોપી પ્રજાઓ પણ વેપારને માટે **હિંદમાં** આવી હતી.

---

## ૪૭. ઇસ્ટ ઇંડિઆ કંપનિનો શરૂઆતથી સને ૧૮૫૭ સુધીનો વૃત્તાન્ત.

ઈંગ્લાંડની રાણી **ઇલિઝાબેથના** સમયમાં ઇ. સ. ૧૬૦૦ માં લંડન શહેરના કેટલાએક વેપારીઓએ **હિંદ** અને પૂર્વ તરફના દેશોમાં વેપાર કરવા સારૂ **ઈસ્ટ ઇંડિઆ કંપનિ** નામની એક કંપનિ સ્થાપી. ઈંગ્લાંડના રાજાઓની મદદથી તેમને દરેક રીતે સગવડ મળવા લાગી. શરૂઆતનાં સો વરસમાં કંપનિ ફક્ત નામનોજ વેપાર કરતી હતી; કારણ કે પોર્ટગીઝ અને ફ્રેંચ લોકોએ પૂર્વ તરફના દેશોમાં વેપાર શરૂ કરી દીધો હતો. વેપાર સંબંધી તે કંપનિઓમાં માંહોમાંહે ચડસાચડસી વારંવાર થવા લાગી. ત્યાર પછી આશરે સો વરસ બાદ બધી કંપનિઓ **એકત્ર થઇ**, અને હિંદમાં **યુનાઇટેડ ઈસ્ટ ઇન્ડિઆ કંપનિના** નામથી વેપાર કરવા લાગી.

અંગ્રેજોએ પ્રથમ સુરત શહેરમાં કોઠી નાખી હતી. **પોર્ટુગલના** રાજાની કુંવરી સાથે ઈંગ્લાંડના રાજા **ચાર્લ્સ** ૨ જાનાં લગ્ન થયાં હતાં. જેથી તેણે પોતાની કુંવરીના લગ્નપ્રસંગની પહેરામણીમાં હાલનું મુંબઈ **ચાર્લ્સ** ૨ જાને આપ્યું હતું. **ચાર્લ્સ** રાજાએ **મુંબઇ** ઈસ્ટ ઇન્ડિઆ કંપનિને દર વરસે ૧૦ પાઉન્ડના ભાડાથી આપ્યું. બાદ અંગ્રેજો **સુરતથી** બધો માલ **મુંબઈ** લઇ ગયા, અને વેપારનું મુખ્ય મથક મુંબઈ બનાવ્યું.

કલકત્તા અને **મદ્રાસમાં** પણ કંપનિની ઘણી કોઠીઓ હતી. તેઓએ કલકત્તામાં **ફોર્ટ સેંટ વિલિયમ** અને **મદ્રાસમાં ફોર્ટ સેંટ જ્યૉર્જ** નામના કિલ્લાઓ બાંધ્યા હતા. લુટારૂઓના ભયથી બચવા ઘણા દેશી વેપારીઓ કલકત્તા, **મુંબઇ**, **મદ્રાસ** વગેરે સ્થળોમાં જઇને વસ્યા. બધી કંપનિઓ એકત્ર થયા પછી કંપનિના નોકરો કંઇક બેદરકાર બન્યા, અને તેઓ ખાનગી રીતે વેપાર કરવા લાગ્યા. **રૉબર્ટ કલાઇવ** **હિંદુસ્તાનમાં** આવ્યો, ત્યારે ઓછા પગારમાં કંપનિના નોકરો કામ કરતા હતા. એ ડીરેકટરોની **ભૂલ** છે, એમ તેના જોવામાં આવ્યું; કારણ કે ઓછા પગારને લીધે તેમનું ગુજરાન ન થવાથી ખાનગી વેપાર કરતા હતા, અને તે સુધારવા માટે તેણે બનતો પ્રયત્ન કર્યો. સને ૧૭૭૩માં **રેગ્યુ-લેટિંગ ઍક્ટ પાર્લમેન્ટમાં** પસાર થયો, જેથી બધી સત્તા બંગાળાના ગવર્નર–જનરલના હાથમાં સોંપવામાં આવી. **પાર્લમેન્ટના** મેમ્બરો **હિંદુસ્તાનના** કામકાજ સંબંધી હવે કંઇક ધ્યાન આપવા લાગ્યા. ત્યાર પછી **પીટ** અને **ફૉક્સ** નામના પ્રધાને કેટલાક ધારા કર્યા. કંપનિનો પટો સને ૧૭૯૩ માં પુરો થયો. ત્યાર બાદ તેને બીજા ૨૦ વરસનો પટો આપવામાં આવ્યો. તેમાં ખાનગી વેપારીઓને પણ વેપાર કરવાની કેટલીક છૂટ આપવામાં આવી.

સને ૧૮૧૩ માં કંપનિએ **હિંદમાં** વેપાર કરવાનો હક છોડી દીધો; ફક્ત **ચીન** સાથે વેપાર કરવાની તેણે છૂટ રાખી. સને ૧૮૩૩

પછી કંપનિ વેપારી શાખા મટી રાજ્ય કરનારી શાખા તરીકે પ્રસિદ્ધ થઈ. કંપનિના ૧૦૦ વરસના અમલ બાદ સને ૧૮૫૭ ના બળવાથી તેની બધી સત્તા લઈ લેવામાં આવી, અને **મહારાણી વિક્ટોરિઆ હિંદનાં રાણી થયાં. તેમનો ઢંઢેરો હિંદની પ્રજામાં મશહૂર** છે, જે હિન્દનો '**મેગ્નાકાર્ટા**' કહેવાય છે.

---

## ૪૮. રૉબર્ટ કલાઇવ અને તેની શરૂઆતની જિંદગી.

આપણો **હિંદુસ્તાન** દેશ જે દ્રવ્ય, વિસ્તાર, મહિમા અને મહાન કાર્યોથી પ્રાચીન પ્રસિદ્ધિ ભોગવતો આવ્યો છે, તે દેશમાં બ્રિટિશ રાજ્ય સ્થાપનાર જે મહાન નર ગણાય છે, તે **રૉબર્ટ કલાઇવ** હતો. તે ઈંગ્લાંડના **શ્રૉપ** પરગણામાં **માર્કેટ ડ્રેટન** પાસે ઇ. સ. ૧૭૨૫ ના સપ્ટેમ્બરની ૨૯ મીએ જન્મ્યો હતો.

હરકોઈ વસ્તુનો કેવી રીતે ચુરો કરવો એ તે સારી રીતે જાણતો હતો. તેનાં માબાપ તેને ગાંડો ધારતાં, અને તેને વિષે બેચેન રહેતાં. તે શાળામાં દરેક શિષ્ય સાથે લડતો, અને મોટા પર જીત મેળવતા સુધી લડાઈ જારી રાખતો. તે પોતાના પાઠ કરતો નહિ, છતાં તે હસી કાઢવા જેવો નહોતો. તે આળસુ અને તોફાની હોવાથી વિદ્યાર્થી તરીકે નિષ્ફળ નીવડયો. તેના એકજ શિક્ષકે તેના વિષે ભવિષ્ય કહ્યું, કે **"આ છોકરો ભવિષ્યમાં મહાન નર થાય"**. તેનો બાપ આવેશી સ્વભાવનો હોવાથી તેણે કલાઇવને કબજે રાખવા **મિ. બેલી** નામના પોતાના સાઢુને ત્યાં **માન્ચેસ્ટર** મોકલ્યો. ત્યાં તે વશ રહ્યો નહિ, તેથી તેના બાપે તેને વતનમાં પાછો બોલાવ્યો. ત્યાં તે તોફાની છોકરાઓના ટોળાના આગેવાન તરીકે લોકોને સતાવતો હતો. તેનામાં દૃઢ રહેવાનો ગુણ પહેલેથીજ જોવામાં આવતો હતો.

ઇ. સ. ૧૭૪૩ માં તેના બાપે **ઈસ્ટ ઇંડિઆ કંપનિની** એક કારકુનની જગા તેને માટે શોધી કાઢી. તે પહેલાં **કલાઇવ** એક

વકીલની પેઢીમાં લખવાનું કામ કરતો હતો. તે જગા કરતાં નવી જગા વિષેના સારા વિચારે તે તેણે આતુરતાથી સ્વીકારી. કંપનિ પાસે પોતાની જમીન કે પોતાના સિપાઇઓ હતા નહિ, પણ તે દેશી રાજ્યમાં એક વેપાર કરનારી સંસ્થા હતી.

ઇ. સ. ૧૭૪૩ ની શરૂઆતમાં **કલાઈવ** ઇંગ્લાંડથી **હિંદમાં** આવવા નીકળ્યો. અઢારમા સૈકાના મધ્યમાં **સુએજ** નહેર અને મેઇલ સ્ટીમરો નહિ હોવાથી હિંદની સફર અતિ મુશ્કેલ હતી. તેનું વહાણ ખરાબ મોસમમાં સપડાવાથી તેને ૯ માસ સુધી **રિઓડી જાનેરા**માં સમાર કામ માટે રોકાવું પડ્યું. બીજી લાંબી મુદ્દત સુધી કેપ ઑવ્ ગુડ હોપ આગળ **આન્ચોર**માં રોકાવું પડ્યુ. ઈ. સ. ૧૭૪૪ ની આખરે તે **મદ્રાસ** પહોંચ્યો.

હિંદમાં આવ્યા પછી સાથી કારકુનો સાથે તેને સંબંધ ન હતો. તે પૈસા અને મિત્ર વિનાનો હતો. પ્રથમના થોડા મહીના સુધી કપડાં અને મિલ્કત માટે તેની જિંદગી ગમગીનીવાળી હતી. તેણે એક વખત પાસે પડેલી પિસ્તોલથી પોતાના સાથીને તેના પર ગોળી છોડવા કહ્યું. પિસ્તોલ નિષ્ફળ જવાથી કલાઇવ બચ્યો. અને તેને ભાન થયું કે "**આ જિંદગીમાં મારે કંઇક કરવાનું છે.**"

તે પછી તેણે મિત્રો મેળવવા માંડ્યા, પણ તેના મગજને કાંઇ શાંતિ થઈ નહિ. તેણે પોતાના પીતરાઇને કાગળ લખ્યો કે "**જ્યારથી મેં મારી જન્મભૂમિ તજી છે, ત્યારથી એક પણ દિવસ મેં આનંદમાં ગાળ્યો નથી.**" મદ્રાસના ગવર્નરે તેના પર દયા આણી તેને પોતાનું પુસ્તકાલય વાપરવાની રજા આપી. કલાઈવ વાચનનો શોખીન હોવાથી ઓછો દીલગીર રહેવા લાગ્યો.

કલાઇવમાં જે શક્તિ હતી, તે બતાવવાનો પ્રસંગ હજી સુધી આવ્યો નહોતો. તે સમયે **ફ્રેંચો** અંગ્રેજોના કટ્ટા પ્રતિસ્પર્ધી હતા.

અંગ્રેજોએ એક **દેશી** રાજા પાસેથી **મદ્રાસ** ખરીદી ત્યાં કોઠી ઘાલી હતી, અને પાસે એક કિલ્લો ચણાવી તેને **ફોર્ટ સેંટ જ્યૉર્જ** નામ આપ્યું હતું. કોઠી અને કિલ્લો બંને નાનાં હતાં. ઈ. સ. ૧૭૪૪ માં ૩૦૦ અંગ્રેજો અને થોડા દેશીઓનું લશ્કર હતું. તેમાંના ઘણાજ થોડા લડવાને લાયક હતા.

ઈ. સ. ૧૭૪૪ માં યુરોપમાં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે લડાઇ થઇ. **પારિસથી** ફ્રેંચ ગવર્નરને મળેલા હુકમ પ્રમાણે તેણે મદ્રાસના અંગ્રેજ ગવર્નરને લખ્યું કે યુરોપમાં ભલે લડાઇ થાય, પણ આપણે અહીં લડવું નહિ. **મદ્રાસના** ગવર્નરને લંડનથી હુકમ મળ્યો હતો, કે **"થોડા વખતમાં એક નૌકાસૈન્ય આવી પહોંચશે, તેની મદદથી હિંદમાં ફ્રેંચોનો નાશ કરવો."** આથી મદ્રાસના ગવર્નરે ફ્રેંચોની વાત મંજુર રાખી નહિ.

આથી **ફ્રેંચ** ગવર્નર **ડુપ્લેએ** કર્ણાટકના નવાબની મદદ માગી. નવાબે હુકમ કર્યો કે "મારા રાજ્યમાં હું બે પ્રજાને લડવા દઇશ નહિ." આથી થોડો વખત બંને વચ્ચે શાંતિ રહી. ઈ. સ. ૧૭૪૬ ના જુનમાં અંગ્રેજોએ સાંભળ્યું, કે સિલોનના વલંદા સંસ્થાનની ફ્રેંચો મદદ માગે છે; જેથી તેમણે ફ્રેંચોને હરાવ્યા. તે પછી ફ્રેંચોએ લાબો-ર્દોનેસની સરદારી નીચે ૧,૧૦૦ ફ્રેંચો અને થોડા દેશી સિપાઇઓના લશ્કરથી મદ્રાસ પર હલ્લો કર્યો. આથી ગવર્નર **મિ. મોર્સે** નવાબની મદદ માગી, પણ નવાબે જવાબ આપ્યો નહિ. અંગ્રેજો પાસે લશ્કર નહિ હોવાથી તેમણે શહેર તથા કિલ્લો ઈ. સ. ૧૭૪૬ ના સપ્ટેમ્બરની ૨૧ મીએ ફ્રેંચોને સ્વાધીન કીધાં. આથી ક્લાઇવ કેદી થયો. આ સ્થિતિએ ક્લાઇવને આબાદી બક્ષી. તેની અજાયબ જિંદગીની શરૂઆત અહીંથી થાય છે.

મદ્રાસ લેવાના સમાચાર નવાબે જાણી તે પાછું આપવા તેણે ફ્રેંચોને હુકમ કર્યો, પણ તેનો અનાદર થવાથી તેણે લડાઈ જાહેર કરી.

સેંટ થોમે આગળ યુરોપીઅન લશ્કર પહેલીજ વાર દેશી લશ્કર સામે લડ્યું, અને તેમાં કાંઇજ માલ નથી, એવો અનુભવ મેળવ્યો. અંગ્રેજો અને નવાબને હરાવવાથી ડુપ્લે ફુલાઇ ગયો. ફ્રેંચ સેનાપતિએ **મદ્રાસ** આપી ૪ દિવસમાં **પાંડિચેરી**માં જઈ કેદી થઈ રહેવા અંગ્રેજોને હુકમ કર્યો. અંગ્રેજો આ હુકમનો અનાદર કરી મદ્રાસની દક્ષિણે ૧૬ માઈલ પર આવેલા **ફોર્ટ સેંટ ડેવિડ**ના કિલ્લામાં નાસી ગયા. ક્લાઈવ પોતાના મિત્ર સાથે દેશીનો વેશ ધારણ કરી મહા મુશ્કેલીએ **ફોર્ટ સેંટ ડેવિડ** આવી પહોંચ્યો. ફ્રેન્ચોએ આ કિલ્લો લેવા પ્રયત્ન કર્યો, પણ ક્લાઇવે બહાદુરીથી તેમને પાછા હઠાવ્યા. આ બહાદુરીએ તેને લખવાના કામમાંથી મુક્ત કર્યો.

ઘેરા વખતે એક અમલદારની સાથે ગંજીફો રમતો હતો. તેણે પોતાને છેતરતાં જોયો, તેથી તેણે કહ્યું કે "હવે હું રમીશ નહિ, જીતેલા પૈસા પાછા આપો." તકરાર થતાં લડવા તૈયાર થયો, તેમાં તે જીત્યો. સામાને માફી માગવી પડી. ઘેરા દરમિઆન બીજા અમલદાર સાથે પણ એવીજ તકરાર થતાં સામાએ લડવા ના પાડવાથી શરમને લીધે તેને લશ્કરમાંથી રાજીનામું આપવું પડ્યું.

ચાર વખત હુમલો કર્યા છતાં ફ્રેન્ચો કિલ્લો લઈ શકયા નહિ, તેથી તે **પાંડિચેરી** જતા રહ્યા. વખત આવ્યે અંગ્રેજોએ **પાંડિચેરી**ને ઘેરો ઘાલ્યો, પણ તે લઇ શકયા નહિ. એટલામાં **યુરોપ**માં અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે સલાહ થવાથી ઇ. સ. ૧૭૪૮ માં હિંદમાં બંને પ્રજા વચ્ચે સલાહ થતાં **મદ્રાસ** અંગ્રેજોને પાછું મળ્યું.

લડાઈ વખતે **તાંજોર**ના રાજાનું રાજ્ય ગયું હતું. તેની તકરાર થતાં **મેજર લૉરેન્સ** અને **ક્લાઇવે** ફ્રેન્ચોનો દેવીકોટાનો કિલ્લો જીતી લીધો. આ વખતે **મેજર લૉરેન્સે ક્લાઇવને** માટે ઉચ્ચ અભિપ્રાય દર્શાવ્યો. તે પછી અંગ્રેજોએ સાંભળ્યું કે પોતાની ગેર-હાજરીમાં કર્ણાટકમાં તકરાર થતાં ઘણા દેશી રાજાઓ એક બીજા સાથે

લડવા લાગ્યા હતા. તેમાંના **મુજફ્ફરજંગ** અને **ચંદાસાહેબનું** ફ્રેન્ચોએ રક્ષણ કર્યું હતું. ગત નવાબ **અન્વરૂદ્દીનનો** દીકરો **મહમદઅલી** નાસીને **ત્રિચીનોપલીમાં** ભરાયો, અને તેણે અંગ્રેજોની મદદ માગી.

---

## ૪૯. રૉબર્ટ ક્લાઇવ અને આર્કટનો ઘેરો.

કર્ણાટકના નવાબ **મહમદઅલીને ચંદાસાહેબ** તથા ફ્રેન્ચોએ **ત્રિચીનોપલીમાં** ઘેર્યો હતો, અને તેણે અંગ્રેજોની મદદ માગી હતી, એ વાત તમે વાંચી ગયા છો. **મદ્રાસના** ગવર્નરે એક નાનું લશ્કર તૈયાર કરી તેનો યોગ્ય સેનાપતિ નહિ મળવાથી **મિ. પિગોટ** નામના એક મુલકી અમલદારને નીમ્યો. ક્લાઇવ તેની સાથે સ્વયંસેવક તરીકે જવા તૈયાર થયો. આ વખતે ત્રણ દિવસની મુસાફરી પછી તેઓને ફૉર્ટ **સેંટ** ડેવિડ પાછા આવવું પડયું. ગવર્નરે એક બીજું લશ્કર તૈયાર કર્યું, અને **ક્લાઇવે વગર પગારે સેનાપતિની જગા માટે અરજી કરી.**. આથી ગવર્નરે તેના વિષે સારા વિચાર બાંધ્યા, અને તેને કૅપ્ટન નીમ્યો.

ક્લાઇવને વાચનનો ઘણો શોખ હોવાથી મહાન યોદ્ધાઓની વાતો વાંચી તેમના જેવા થવા તે પ્રયત્ન કરતો હતો. તેણે એક યુક્તિ શોધી કાઢી. તેણે જોયું કે **ચંદાસાહેબે ત્રિચિનોપલી** લેવા બળવાન યોદ્ધા આણ્યા છે, અને રાજધાની **આર્કટનું** રક્ષણ કરવા યોગ્ય માણસો મૂક્યાં નથી. ક્લાઇવે તક જોઈ ગવર્નરને **આર્કટ** લેવા વિષેના પોતાના વિચાર જણાવ્યા, અને એમાં **ત્રિચિનોપલીનો** ઘેરો ઉઠાવવાની યુક્તિ બતાવી.

ગવર્નરે તેની માગણી સ્વીકારી તેને ૨૦૦ અંગ્રેજોનું લશ્કર આપ્યું. ક્લાઈવ ઇ. સ. ૧૭૫૧ ના ઑગસ્ટની ૨૬ મી તારીખે **મદ્રાસ**-થી નીકળ્યો. તેણે પોતાના બીનઅનુભવી લશ્કરને સફળતા મેળવ-

નાર તરીકે કેળવ્યું, અને **આર્કટ**માંના નવાબના ૧,૨૦૦ માણસના અનિયમિત લશ્કરને હરાવી શહેર તથા કિલ્લો જીતી લીધાં.

તે પછી કલાઇવે કોટ સમરાવી કિલ્લાની મજબુતી કરી; કારણ કે તે જાણતો હતો, કે ફ્રેન્ચો અને હજારો દેશીઓ **આર્કટ** પર હુમલો કરવા આવશે. તેના ધારવા પ્રમાણે **ચંદા**સાહેબનો દીકરો **રાજાસાહેબ** ૧૦,૦૦૦ માણસના લશ્કર સાથે આવ્યો, અને આર્કટ-નો ઘેરો શરૂ થયો. નવાબના વિશાળ સૈન્ય આગળ અંગ્રેજોના જૂજ લશ્કરનો કાંઇ હિસાબ નહોતો. આ વખતે **આખા હિંદની આંખો આર્કટ તરફ આતુરતાથી જોઇ રહી હતી; કારણ કે અંગ્રેજો જીતે કે હારે તે પર તેમની સ્વતંત્રતા કે પરતંત્ર-તાનો આધાર હતો.** તા. ૨૩ મી સપ્ટેમ્બરે **ચંદા**સાહેબના લશ્કરે ફ્રેન્ચો સાથે મળીને શહેરને ઘેર્યું. તેમણે ૫૦ દિવસ સુધી રાતદિવસ હલ્લા કર્યા, પણ કાંઈ વળ્યું નહિ. સૌથી ભયંકર સ્થળે કલાઈવ હાજર રહેતો, અને જ્યાં તે રહેતો ત્યાં જીત મળતી.

સાત અઠવાડીઆંની ચાલુ લડાઈ લડયા પછી એક બાકું પાડવામાં આવ્યું; જેમાં થઇને માણસો આવજા કરી શકે તેમ હતું. આ દિવસે મુસલમાનોનો તહેવાર હતો, તેથી તેઓ ઉજાણી કરતા હતા. આ પછી તેમણે અંગ્રેજો પર હુમલો કર્યો. તેમણે આકાશ જેવડી આશાએ જીવની દરકાર છોડી દીધી. તેઓ ખાઇની મારફતે અંદર ધસ્યા, અને લોહીની રેલછેલ થઈ રહી. દુશ્મનો જીવ બચા-વવા રાતોરાત નાઠા, અને **આર્કટ**નો ઘેરો પુરો થયો. તેના નેતા કલાઇવે સર્વત્ર પોતાની કીર્તિ ફેલાવી. આ પછી ફ્રેન્ચો તથા તેમના સાથીઓને તેણે સજ્જડ હરાવ્યા.

**કલાઇવે કોવરેપાક** આગળ ફ્રેન્ચોને ફરી હરાવ્યા, તેથી તેઓ બધી દિશામાં નાઠા. હવે કલાઇવ તાકીદે **ફોર્ટ સેંટ ડેવિડ** ગયો, અને જુનો સેનાપતિ **મેજર લૉરેન્સ** ઈંગ્લાંડથી ત્યાં આવી પહોંચ્યો. તેણે અને **કલાઇવે** ફ્રેન્ચોને ફરીથી હરાવ્યા. તેઓ અંગ્રેજોને શરણ

થયા. ઘણું કામ કરવાથી કલાઈવની તબીયત બગડી, તેથી તેણે સ્વદેશ જવા માટે અરજી કરી. તે ઈ. સ. ૧૭૫૩ ના ફેબ્રુઆરીમાં મદ્રાસથી ઇંગ્લાંડ જવા ઉપડયો.

સ્વદેશ છોડે તેને ૧૦ વર્ષ થયાં હતાં, પણ એટલામાં તેનામાં અજબ ફેરફાર થયો હતો. તે એક ગરીબ, દુઃખી, અને કંગાલ સ્થિતિનો છોકરો બીજાં છોકરાંની પેઠે માબાપ તરફ જોતો જોતો હિંદમાં આવ્યો હતો. હવે તે જુવાન, દુનિયાની નજરમાં વીર, ધનવાન અને અજાયબ સફળ થએલો હતો. **ઈસ્ટ ઇંડિઆ કંપનિની કોર્ટ ઑવ્ ડિરેકટરે તેને ઘણું માન આપ્યું, અને તેને એક હિરાજડિત મૂઠવાળી તરવાર ભેટ આપી.** તેણે બાપનું દેવું વાળ્યું. પોતાની સાથે ઘણા પૈસા લઇ ગયો હતો, તેથી તેના કુટુંબે તેને સારો આવકાર આપ્યો.

## ૫૦. કલકત્તાનું કારાગૃહ.

એક વર્ષ રહી **કલાઇવ ફૉર્ટ સેંટ** ડેવિડના સેનાપતિ અને **ગવર્નર** તરીકે **હિંદમાં** પાછો આવ્યો, અને પાછળથી તે **મદ્રાસનો** ગવર્નર નિમાયો. તે વખતે કલકત્તામાં એક ભયંકર બનાવ બન્યો. બંગાળાના નવાબ **સિરાજ–ઉદ્–દૌલાએ** પોતાના સ્વાર્થને લીધે **અંગ્રેજોનું કાસીમબઝાર** જીતી લીધું, અને **કલકત્તામાં** વિશાળ ખજાનો સંતાડેલો છે એવા વિચારે તે ત્યાં જવા નીકળ્યો. તેણે કારણ ઉભું કર્યું, કે **અંગ્રેજો** હુકમ માનતા નથી, અને નવા કિલ્લા બાંધે છે.

નવાબની સવારીના સમાચાર સાંભળી **અંગ્રેજોએ** તૈયારી કરી, અને **મુંબઈ** તથા **મદ્રાસ** મદદ માટે કાગળો લખ્યા; પણ તેઓને વખતસર મદદ આવી મળી નહિ. ઇ. સ. ૧૭૫૬ ના જુનની ૨૦ મી તારીખે નવાબ **કલકત્તા** આવી પહોંચ્યો. કિલ્લામાં અંગ્રેજ સિપાઇઓની સંખ્યા ઘણી ઓછી હોવાથી રાત્રે તેમાંના ઘણાખરા નાસી

છૂટયા. આખરે અંગ્રેજોએ આશા મૂકી દારૂના ઘેનમાં દરવાજો ઉઘાડયો, તેથી શત્રુઓએ અંદર પેસી હલ્લો કર્યો અને કિલ્લો સર કર્યો.

રાત્રે નવાબ કિલ્લો તજીને ગયો. તે પછી હુકમ આવ્યો કે કેદીઓને કેદખાનામાં પૂરવા. એક દેશી અમલદારે સિપાઇઓને એક નાની ઓરડીમાં પેસવા હુકમ કર્યો. તે ઓરડીમાં ત્રણ ચાર માણસો અથવા બહુ તો છ માણસો તન્દુરસ્ત સ્થિતિમાં રહી શકે. ઘણા અંગ્રેજો ઓરડીનો વિસ્તાર અને હવાનું માપ જાણતા હતા. તે ઓરડીને બે નાની જાળી હતી. અમલદારે મરણની બીક બતલાવીને તેમાં ૧૪૬ અંગ્રેજોને પૂર્યા. તે પછી મુશ્કેલીથી દરવાજો બંધ કર્યો. અંદર પેસવા કરતાં બહાર તરવારથી મરવું એ સ્થિતિ સારી હતી **મિ. ઓર્મે** નામનો હિંદનો ઇતિહાસકાર આ ભયંકર સમય વિષે લખે છે, કે **"વર્ષમાં આ ઋતુ સૌથી ગરમ અને રાત સૌથી ભયંકર હતી. કેદીઓ આખી રાત જીવે એ અશક્ય હતું."**

ગરમી ઘણીજ થવા લાગી, અને પ્રત્યેક પળે સિપાઇઓએ પાણી માટે હૃદયભેદક પોકાર કર્યા. તેઓ વારંવાર પોકારતા હતા, કે **"દેવની ખાતર અમને પાણી આપો."** દરેક પળે હવા વધુ બગડતી હતી, અને સિપાઇઓ મરણ પામતા હતા. તે જોઈ નવાબના ઘાતકી સિપાઇઓ ખૂશ થતા હતા. રાતે બે વાગે ૫૦ કરતાં વધુ કેદીઓ જીવતા રહ્યા નહોતા. **મિ. હોલ્વેલે** બારી પાસે જઇ અમલદારને બૂમ મારી. અમલદારે નવાબને ખબર આપી, અને તરતજ દરવાજો ઉઘાડવાનો હુકમ થયો. બારણું ઉઘાડતાની સાથે અર્ધા કલાકમાં તાજી હવા મળવાથી કેદીઓ એક પછી એક બહાર નીકળવાને શક્તિમાન થયા. ૧૪૬ માંથી ૨૨ પુરુષ અને એક સ્ત્રી જીવતાં બહાર નીકળ્યાં.

નવાબે કેદીઓ પ્રત્યે સહેજ પણ દયા બતાવી નહિ. તેણે કેદીઓને ખજાનો બતાવવા બહુજ દુઃખ દીધું. **સિરાજ-ઉદ્-દૌલાએ** વિજય મેળવ્યો, તેથી તેણે ધાર્યું કે હવે મારા દેશમાં અંગ્રેજો કદી પણ ઉભા રહી શકશે નહિ.

# ૫૧. રૉબર્ટ કલાઇવ અને પ્લાસીની લડાઈ.

**કલકત્તા**ના **કારાગૃહ**ના માઠા સમાચાર મદ્રાસ આવી પહોંચ્યા, ત્યારે **અંગ્રેજો** દીલગીર થયા. નવાબને શિક્ષા કરવાને માટે લશ્કરની તૈયારી કરી, અને **કલાઇવ** તથા **વૉટસન** ૮૦૦ અંગ્રેજો તથા ૧૨૦૦ દેશી સિપાઇઓ, અને થોડી નાની તોપો સાથે મદ્રાસથી નીકળ્યા.

નવાબ કલકત્તા મેળવ્યાના આનંદમાં **મુર્શિદાબાદ**માં રહેતો હતો. **વૉટસને** તેને કાગળ લખ્યો કે " તમે જે નુકસાન કર્યું છે, તેને માટે એકદમ બદલો આપો; નહિ તો હું મારા પોતાના હાથમાં કાયદો પકડીશ. "

નવાબે પોતાનું વિશાળ લશ્કર એકઠું કરી કલકત્તા તરફ સવારી કરી. ઈ. સ. ૧૭૫૭ ના જાન્યુઆરિની ૨ જી તારીખે કલાઈવે કલકત્તા લીધું, અને થોડા દિવસ પછી **હુગલી** શહેર પણ જીતી લીધું. કલાઈવની બહાદુરી જોઇ નવાબ ગભરાયો, અને પોતે કરેલું નુકસાન ભરી આપવા તૈયાર થયો. થોડા વખત પછી યુરોપમાં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે લડાઇ સળગવાના સમાચાર કલાઇવે સાંભળ્યા. તેણે ફ્રેંચો પર ચઢાઈ કરી **ચંદ્રનગર** લઇ લીધું. આથી નવાબ વધારે બીધો.

નવાબને ધિક્કારનારાં ઘણાં માણસોમાંનો એક તેનો મુખ્ય સરદાર **મીરજાફર** હતો. તેણે બંગાળાની ગાદી લેવાની સરતે અંગ્રેજોને મદદ કરવા કાગળ લખ્યો. કલાઇવે તેને **બં**ગાળાનો નવાબ નીમવા વચન આપ્યું. આ બાબતમાં બંગાળાના મોટા મોટા શેઠીઆ પણ ભળ્યા હતા.

નવાબે **મીરજાફર** અને શેઠીઆઓ પર આધાર રાખી અંગ્રેજોને બંગાળાની બહાર હાંકી કાઢવામાં મુર્શિદાબાદથી ૨૦ માઈલ પર આવેલા **પ્લાસી** ગામ આગળ મુકામ કર્યો. **કલાઈવ** પોતાના નાના લશ્કર સાથે તેની સામે ગયો, અને **પ્લાસી**ની આંબાવાડીમાં મુકામ કર્યો. અહીંથી નવાબનું લશ્કર એક માઇલ કરતાં વધુ દૂર નહોતું.

ઇ. સ. ૧૭૫૭ ના જુન માસની ૨૩ મી તારીખે નવાબના ૫૦,૦૦૦ પાયદળ અને ૧૮,૦૦૦ ઘોડેસવારને યોગ્ય જવાબ આપવા કલાઈવ પોતાના નાના લશ્કર સાથે **પ્લાસી**ના મેદાનમાં સામે ગયો. સવારના આઠ વાગે લડાઇ શરૂ થઈ. નવાબે તોપોના મારથી વૃક્ષોના સમૂહનો નાશ કર્યો. કલાઇવને જીત માટે ઘણી શંકા હતી. બધાએ શત્રુની તરફેણમાં જીતની ધારણા કરી. કદી નહિ જોએલો એટલો વરસાદ બપોરે પડયો. તે વખતે કલાઇવે દારૂખાનું સાચવી રાખ્યું, અને નવાબનું નકામું ગયું.

નવાબે વૃક્ષોના સમૂહ હાથ કરવા પ્રયત્ન કર્યાં, પણ તેમાં તેના વિશ્વાસુ સરદારો માર્યા ગયા. થોડા વખત પછી તેના એક સરદારે તેને રણક્ષેત્રમાંથી નાસી જવાની સલાહ આપી, તેથી તે ૨,૦૦૦ બહાદુર રક્ષકો સાથે ઉતાવળી સાંઢ પર બેસી મુર્શિદાબાદ જતો રહ્યો. તેનું લશ્કર વિખેરાયું, અને અંગ્રેજોએ વિજય મેળવ્યો.

નવાબ ફ્રેન્ચોની મદદ માટે નાસી જતો હતો. તે **મીરજાફર**ના છોકરા **મિરાન**ના હાથમાં આવ્યો. તેણે તેને મારી નાખ્યો. મીરજાફર-ને વિશ્વાસઘાતથી રાજ્ય મળ્યું. કલાઇવે કદી પણ તેનો ભરોસો કર્યો નહિ.

**નવા નવાબે અંગ્રેજોને લડાઇનો ખર્ચ તથા કલકત્તાની આજુબાજુનો થોડો પ્રદેશ આપ્યો.** આથી અંગ્રેજોએ બંગાળામાં પરગણાની જમીન મેળવી. પાછળથી તે વધીને બંગાળા ઇલાકો થયો.

કલાઇવે કલકત્તા પાછા આવી **ઉત્તર સરકાર**માં ફ્રેન્ચોનું જોર તોડયું, અને ત્યાં પણ અંગ્રેજોએ ઉપરીપણું મેળવ્યું. દરમિઆન **દિલ્હી**નો પાદશાહ **શાહઆલમ મીર**જાફર પર ચઢી આવ્યો, પણ કલાઇવે તેને પાછો કાઢયો. આ મદદ બદલ નવાબે તેને બંગાળાની થોડી જમીનની મહેસુલ આપી; તે તેણે પાછળથી કંપનિને આપી દીધી.

**મીરજાફરે** નાણાં મેળવવા પ્રજા પર ભારે કર મૂકયા તેથી બળવો થયો. તે દબાવવા પોતે અસમર્થ હોવાથી તેણે **કલાઇવની** મદદ માગી. કલાઇવે તેને પદભ્રષ્ટ કર્યો, અને તેના જમાઇ **મીરકાસમને** ગાદીએ બેસાડયો. શરૂઆતમાં તો તેણે સારી રીતે રાજ્ય કર્યું, પણ પાછળથી તેણે અંગ્રેજો પ્રત્યે વિરોધ કર્યો, અને છાની રીતે ફ્રેંચોને પોતાની મદદે બોલાવી અંગ્રેજો સામે લડવા લાગ્યો. પરિણામે કલાઇવે તેને સખત રીતે હરાવ્યો. બાદ અંગ્રેજો બંગાળાના ખરેખરા માલિક થયા.

તે પછી કલાઇવે **વલંદાઓને** હરાવી વશ કર્યા, અને ઈ. સ. ૧૭૬૦ માં ૩૫ વર્ષની વયે તે બીજી વાર **ઈંગ્લાંડ** ગયો. ત્યાં તેને અમીરનો ઈલ્કાબ આપવામાં આવ્યો. **બંગાળાની** બારીક સ્થિતિ જોઈ તેને બંગાળાના ગવર્નર અને મુખ્ય સેનાપતિ તરીકે ઇ. સ. ૧૭૬૫ માં **હિંદમાં** પાછો મોકલવામાં આવ્યો. **હિંદુસ્તાનમાં** આવી તેણે **ઇસ્ટ ઇંડિઆ કંપનિના** કારભારમાં ઘણા સુધારા કર્યા. વળી મોગલ પાદશાહ **શાહઆલમ** પાસેથી **બંગાળા, બિહાર,** અને **ઓઢીઆની દિવાનીની સનંદ મેળવી.** પરંતુ તબીયત બગડવાથી ઈ. સ. ૧૭૬૭ માં તે છેલ્લી વખતે સ્વદેશ ગયો. ત્યાં તેના શત્રુઓએ તેના પર તહોમત મૂકયાં, પણ તેમાં તે નિર્દોષ ઠર્યો. બગડેલી તબીયત સુધરતી નહોતી અને દરદને લીધે તેને ઊંઘ આવતી નહોતી, તેથી તેણે ઈ. સ. ૧૭૭૪ ના નવેમ્બરમાં આપઘાત કરી પોતાની જિંદગીનો અંત આણ્યો.

---

## પર. વૉરન હેસ્ટિંગ્સ અને તેનો હિંદમાં અમલ.

વૉરન હેસ્ટિંગ્સનો જન્મ ઇ. સ. ૧૭૩૨ ના ડિસેમ્બર માસની છઠ્ઠી તારીખે ઇંગ્લાંડના એક ગામમાં થયો હતો. એનું કુટુંબ ઘણું ગરીબ હતું, અને એના દાદાએ પોતાની જેટલી જમીન હતી તે સઘળી પોતાનું કરજ પતાવવા એક વેપારીને વેચી દીધી હતી. આથી બાળક **વૉરન** ઘણો દીલગીર રહ્યા કરતો હતો. એક દિવસે પાછલે પહોરે પોતાના ગામના નદીના કિનારા પર તે સૂતો હતો, એટલામાં અનાયાસે તેના મુખમાંથી નીચેના શબ્દ નીકળ્યા. "**મને મોટો થવા દો. મારા બાપદાદાની ગુમાવેલી મિલકત હું જરૂર પાછી મેળવીશ.**" આગળ જતાં તમે વાંચશો, કે આ નાના છોકરાના મોઢામાંથી નીકળેલા શબ્દ પુરેપુરા ખરા પડયા.



વૉરન હેસ્ટિંગ્સ.

હેસ્ટિંગ્સના કાકાએ એને ઘણી કુમળી વયે ઇંગ્લાંડની એક નામીચી શાળામાં વિદ્યાભ્યાસ કરવા મૂકયો હતો. અભ્યાસમાં તે

ઘણો આગળ વધ્યો, અને પોતાના સહાધ્યાયીમાં ઘણો ઉંચો નંબર રાખવા લાગ્યો. આથી તેના શિક્ષકો તેના પર ઘણાજ પ્રસન્ન રહેતા, અને તેના ઉદ્યોગ અને ખંતની તારીફ કરતા. શાળાની દરેક પ્રકારની હરિફાઈમાં, રમતોમાં તે ઉત્સાહભર્યો ભાગ લેતો, અને તરવામા, હોડી હંકારવામાં અને એવા અનેક અંગકસરતના અખતરામાં તે દીપી નીકળતો.

દૈવયોગે તેનો કાકો એ અરસામાં દેવલોક પામ્યો, અને **ઈસ્ટ ઈંડિઆ કંપનિ**નો એક **ડિરેક્ટર** કે જે તેનો દૂરનો સગો હતો તે તેનો વાલી થયો. તેણે તેને શાળામાંથી ઉઠાડી લીધો, અને થોડું ઘણું હિસાબ તથા નામાનું જ્ઞાન આપી તેને કલકત્તે વિદાય કર્યો. કલકત્તા જતી વખતે તેણે મનમાં સંકલ્પ કર્યો, કે "હિંદુસ્તાન જઇ હું ઘણી મહેનત કરીશ. મારા પગારમાંથી જે કંઈ બચશે તેટલું સંઘરીશ, અને ઈંગ્લાંડ પાછો આવી મારા બાપની જમીન પાછી મેળવીશ." કલકત્તે આવી એક કારકુન તરીકે તેણે પોતાની જિંદગી શરૂ કરી. પોતાનું કામ એકનિષ્ઠાથી કરી નવરાશનો વખત બંગાળી ભાષાનું જ્ઞાન મેળવવામાં તે ગાળતો. આ પ્રમાણે ઘણી કાળજી અને ખંતથી તે ધીમે ધીમે ઉંચી પદવીએ પહોંચ્યો. અંતે **કલકત્તાની કાઉન્સિલ**ના **એક સભ્ય** તરીકે તેની નીમણુક કરવામાં આવી. તે દરમિઆન થોડા ઘણા પૈસા તેણે એકઠા કર્યા, અને ઈ. સ. ૧૭૬૪ માં તે પોતાને વતન ગયો. પરંતુ કંપનિના ડિરેક્ટરો એની ટુંકી કારકીર્દિથી એટલા બધા પ્રસન્ન થયા હતા, કે ઈ. સ. ૧૭૭૨માં **બં**ગાળાના **ગવર્નર** તરીકે તેની નીમણુક કરી બીજી વાર તેને હિંદુસ્તાન મોકલ્યો.

બંગાળાના ગવર્નર તરીકે કંપનિની રાજનીતિમાં તેણે ઘણા સુધારા કર્યા. ન્યાયને વાસ્તે તેણે અદાલતો સ્થાપી, અને હિંદુ તેમજ મુસલમાન લોકોને અનુકૂળ આવે એવા કાયદા ઘડી કાઢયા. તે ઉપરાંત કંપનિની આવકમાં વધારો કરી આપ્યો. આથી કંપનિના

ડિરેકટરો તેના પર ઘણાજ ખુશી થયા, અને ઇ. સ. ૧૭૭૪ માં તેને **બ્રિટિશ હિંદુસ્તાનનો પહેલો ગવર્નર જનરલ નીમ્યો.**

ગવર્નર **જનરલનો** હોદ્દો ઘણો જોખમ ભરેલો હોય છે. ગવર્નર જનરલ તરીકે **હેસ્ટિંગ્સને** કંપનિના વેપારરોજગાર પર ધ્યાન આપવાનું હતું એટલુંજ નહિ, પણ **બંગાળા** અને આખા **બ્રિટિશ હિંદનો** વહીવટ કરવાનું હતું. શરૂઆતમાં આ કામમાં તેને ઘણી મુસીબતો વેઠવી પડી. રાજકારોબારી મંડળના સભ્યો તેની સાથે સલાહસંપથી વર્તતા નહોતા. હંમેશ એકમત થઇ તેઓ તેની દરેક દરખાસ્ત ઉડાડી દેતા, અને તેના કામમાં વિક્ષેપ નાખવામાં જ તત્પર રહેતા. સભામાં **ફિલિપ ફ્રાન્સિસ** નામનો એક સભ્ય **હેસ્ટિંગ્સનો** કટ્ટો દુશ્મન હતો. એક વખતે **ફ્રાન્સિસે** આપેલું વચન ભંગ કર્યું, ત્યારે **હેસ્ટિંગ્સે** સભાના કારભારના પુસ્તકમાં તે બાબત નોંધ લખી. આથી ફ્રાન્સિસ ઘણો ગુસ્સે થયો, અને પોતાના દેશના રિવાજને અનુસરીને તેણે તેને દ્વંદ્વ યુદ્ધ કરવા આમંત્રણ કર્યું. યુદ્ધમાં પોતે ઘવાયો, તેથી ઇંગ્લાંડ જઇ તે ત્યાંની પ્રજાને **હેસ્ટિંગ્સ** વિરુદ્ધ ઉશ્કેરવા લાગ્યો. તેનું કેવું વિપરીત પરિણામ આવ્યું તે હવે પછી તમે વાંચશો.

**ફ્રાન્સિસના** ગયા પછી **હેસ્ટિંગ્સ** સ્વતંત્ર રીતે રાજ્ય કરી શક્યો. **મરાઠા** અને **હૈદરઅલી** જે સર્વોપરિ સત્તા વાસ્તે મથતા હતા તેમને વિગ્રહમાં હરાવ્યા. ત્યાર પછી રાજ્યકારભારમાં સુધારાવધારા કરવા માંડયા. તેની ઉમ્મર તે વખતે ૫૩ વરસની હતી. અથાગ મહેનતને લીધે તેનું શરીર કથળી ગયું, તેથી પોતાના હોદ્દાનું રાજીનામું આપી તે ઇંગ્લાંડ જવા માટે ઉપડી ગયો.

---

## ૫૩. હેસ્ટિંગ્સ અને તેની સામે ચાલેલો મુકદ્દમો.

**હેસ્ટિંગ્સ**ની **હિંદુ**સ્તાનની રાજનીતિ તદ્દન દોષરહિત હતી કે નહિ, તે આપણે બરાબર કહી શકતા નથી. તે કાંઈ દેવ નહોતો, પરંતુ એક મનુષ્ય હતો. મનુષ્યમાત્રમાં ગુણદોષ છે. તે પ્રમાણે તેનામાં પણ હોય તેમાં કાંઈ બહુ આશ્ચર્ય પામવા જેવું નથી, પરંતુ એટલું તો આપણે ચોક્કસ કહી શકીએ છીએ, કે જેવી સ્થિતિમાં એણે **હિં**દુસ્તાનનું રાજ્ય ચલાવ્યું તેવી સ્થિતિમાં કોઇ બીજો પુરુષ ચલાવી શકત નહિ. તેની અડગ હિંમત અને ધૈર્ય વાસ્તે તેને ધન્યવાદ ઘટે છે.

તે ઈંગ્લાંડ પહોંચ્યો, ત્યારે કંપનિના ડિરેક્ટરો, રાજા, પ્રધાન અને પ્રજાએ તેની **હિં**દની વિજયી કારકીર્દિ વાસ્તે તેને અભિનંદન આપ્યું, અને સર્વ ઠેકાણે તેની સ્તુતિ થવા લાગી. પોતાના બાપદાદાની ગુમાવેલી જમીન તેણે પાછી મેળવી, અને પોતાના દિવસો સુખચેનમાં ગાળવા લાગ્યો. પરંતુ તેના દુશ્મનોએ તેને સુખે બેસવા દીધો નહિ. તેમાં મુખ્યત્વે કરીને **ફિલિપ ફ્રાન્સિસે** તેના પર લગભગ ૨૦ આરોપો મૂકયા. તેઓ એમ સાબીત કરવા માગતા હતા કે **હેસ્ટિંગ્સે હિં**દના લોકોને લૂંટયા છે, ઠગ્યા છે, તેમની સામે ક્રૂરતા વાપરી છે, જુલમ ગુજાર્યો છે, અને એવાં એવાં અનીતિનાં કામો કર્યાં છે, કે તેનું યથાસ્થિત વર્ણન કરવાને **અંગ્રેજી** ભાષામાં પૂરતા શબ્દ નથી.

ઈ. સ. ૧૭૯૮ ના ફેબ્રુઆરી માસની ૩ જી તારીખે **પાર્લમેન્ટ**ની સભામાં એ મુકદ્દમો ચાલ્યો. એ કેસ સાંભળવા **શાહજાદા, ડયુક, અમીર, ઉમરાવ** અને **ઈંગ્લાંડના પ્રતિષ્ઠિત પુરુષો** ભેગા મળ્યા હતા. તહોમતો વાંચી સંભળાવવામાંજ બે દિવસ વહી ગયા. ત્યાર પછી **બર્ક** નામના એક ઘણાજ પ્રખ્યાત વક્તાએ એના ગુના બાબત ચાર દિવસ સુધી ભાષણ આપ્યું. તેણે પોતાના ભાષણના આવેશમાં એવા અયોગ્ય શબ્દો વાપર્યા,

કે જે કોઇ પણ ડાહ્યો પુરુષ વાપરે નહિ. **તેણે હેસ્ટિંગ્સનાં કૃત્યોને એવી ભાષામાં વર્ણવ્યાં, કે હેસ્ટિંગ્સને પોતાને સંદેહ ઉત્પન્ન થયો, કે રખેને હું પોતે એવોજ હોઉં.** આ પ્રમાણે પ્રથમ ૩૫ દિવસ કામ ચાલ્યું. તે પછી અવારનવાર કામ ચાલ્યા કર્યું. આખો કેસ સાત વરસ પહોંચ્યો.

હેસ્ટિંગ્સે પોતાના બચાવ વાસ્તે બૅરિસ્ટરો રોકયા હતા. તેમણે દરેક તહોમતના જવાબ ઘણીજ બારીકીથી આપ્યા. હેસ્ટિંગ્સને પોતાના નિર્દોષપણા વાસ્તે એટલી બધી ખાતરી હતી, કે મુકદ્દમો પૂરો થયો, ત્યારે તેણે ન્યાયાધીશને કહ્યું હતું, કે તમને જે યોગ્ય લાગે તે ફેંસલો હાલને હાલજ આપો; પરંતુ તેમણે તેમ કર્યું નહિ.

અંતે સઘળાં તહોમતોમાંથી હેસ્ટિંગ્સને નિર્દોષ ઠેરવવામાં આવ્યો. પ્રજા ચુકાદો સાંભળી ઘણી ખુશી થઇ. હેસ્ટિંગ્સને મુકદ્દમા દરમિઆન ખર્ચ ઘણોજ થઇ ગયો હતો, તેથી તે ઘણી કંગાલ અવસ્થામાં આવી પડયો. કંપનિની નોકરી એકનિષ્ઠાથી તેણે કરી હતી. તે ધ્યાનમાં લઈ મુકદ્દમાનો સઘળો ખર્ચ તેને આપવામાં આવ્યો, અને તે જીવ્યો ત્યાં સુધી તેને સારૂં પેન્શન બાંધી આપવામાં આવ્યું.

હેસ્ટિંગ્સે પોતાની પાછલી જિંદગી નિવૃત્તિમાં ગાળી. પોતાના બાગબગીચામાં કેટલાક હિન્દી છોડવાઓ એણે વાવ્યા, અને હિંદુસ્તાનમાં જેમ વહેલો ઊઠતો તથા ઠંડે પાણીએ નહાતો, તેજ પ્રમાણે પોતાની જિંદગીના પાછલા ભાગમાં તે કરવા લાગ્યો. ઇ. સ. ૧૮૦૩ માં ૮૦ વર્ષની વયે હિંદુસ્તાનના કોઈ એક અગત્યના સવાલ ઉપર સાક્ષી આપવા તેને પાર્લમેન્ટની સભામાં બોલાવવામાં આવ્યો હતો. તે વખતે સઘળાએ ઉભા થઈ તેને ઘણો આવકાર આપી તેના પ્રત્યે માનની લાગણી પ્રદર્શિત કરી. ૮૬ વર્ષની વયે તે દેવલોક પામ્યો.

---

# મ્હેસુરનું રાજ્ય.

## ૫૪. હૈદરઅલી.

હિંદુસ્તાનની દક્ષિણે **મલબાર** અને **કોરોમાંડલ** કિનારાની વચ્ચે **મ્હેસુરનું** દેશી રાજ્ય આવેલું છે, ત્યાં કાનડી લોક રહે છે. ત્યાં પ્રથમ **હિંદુ** રાજાઓ રાજ્ય કરતા હતા. લાંબા સમય સુધી એ પ્રાન્ત **વિજયનગરના** રાજ્યનો એક ભાગ ગણાતો હતો, પણ **તાલિકોટાની** લડાઈ પછી **વિજયનગરના** રાજ્યનો નાશ થયો, ત્યારે **મ્હેસુરના** રાજાએ પોતાનું રાજ્ય વધાર્યું, **શ્રીરંગપટ્ટણ** જીત્યું, અને પોતાના રાજ્યનું તેને પાટનગર બનાવ્યું.



હૈદરઅલી.

**હૈદરઅલી** ઇ. સ. ૧૭૦૨ માં જન્મ્યો હતો. તેનો પિતા મ્હેસુરના રાજ્યમાં એક હલકા દરજ્જાની જગા પર હતો. તરુણ અવસ્થામાં હૈદર લૂટારા તરીકે કામ કરવા લાગ્યો, અને લૂટફાટ કરી પોતાનું ગુજરાન ચલાવતો હતો. તે અરસામાં ફ્રેંચ લોકો હિંદુસ્તાનમાં રાજ્ય સ્થાપવા પ્રયત્ન કરતા હતા. તેઓ યુદ્ધ કરવામાં ઘણા પ્રવીણ હતા, તેથી હૈદર તેમની નોકરીમાં જોડાયો. ધીમે ધીમે પોતાની હોશિયારીથી તે બહાર પડયો. મ્હેસુરના રાજ્યમાં તેને લશ્કરના સેનાધિપતિની જગા મળી. તે દરમિઆન મ્હેસુરના તરુણ રાજા અને તેના કાકા વચ્ચે લડાઇ થઇ, તેનો લાભ લઇ હૈદર ગાદી પચાવી પડયો.

**મ્હૈસુર**ની ગાદી પર તેણે **બાવીસ** વરસ રાજ્ય કર્યું. તેના રાજ્ય દરમિઆન **નિઝામ, મરાઠા** અને **અંગ્રેજ** લોકો સાથે તેને ઘણી લડાઈઓ થઈ. મરાઠાના **પહેલા માધવરાવ** પેશ્વાએ તેને હરાવ્યો, અને તેની પાસેથી ૩૨ લાખ રૂપીઆ લડાઇના ખર્ચ બદલ લીધા. ત્યાર પછી **અંગ્રેજ** લોકો સાથે એણે લડાઈ કરી, અને છેક **મદ્રાસ** સુધી ધસી ગયો. તે વખતે **વૉરન હેસ્ટિંગ્સ હિંદુસ્તાન**નો ગવર્નર જનરલ હતો. તેણે એક મોટું લશ્કર તેની સામે લડવા મોકલ્યું. લડાઇમાં હૈદર હાર્યો, અને તેને સંધિ કરવી પડી. પરંતુ થોડાજ વખતમાં તેમની સાથે તકરાર કરી, લડાઈનું બહાનું શોધી તેણે પાછું યુદ્ધ ચલાવ્યું. યુદ્ધની શરૂઆતમાં તે કેટલીક ફતેહ પામ્યો.

**હૈદર**માં લડવૈયાના ગુણ જન્મથીજ હતા. તે ઘણો બાહોશ ઘોડેસવાર હતો, અને તરવારની પટાબાજીમાં તેણે ઘણી કુશળતા મેળવી હતી. યુવાવસ્થામાં તેનું શરીર કસાયલું હતું; તેથી જ્યારે તેને મહેનત કરવી પડતી, ત્યારે તેને શ્રમ બીલકુલ લાગતો નહિ. તેનો ઘણો ખરો વખત લડાઈમાં પસાર થતો હતો, તેથી સઘળો રાજકારભાર તેના અમલદારના હાથમાં સોંપવો પડતો. તેઓ કાંઇ પણ ભૂલ કરતા, તો તેમને ચાબખાની ઘણી સખત શિક્ષા કરતો. પોતાના પુત્રને પણ તેવીજ રીતે શિક્ષા કરતો. તેની ક્રૂરતાનાં કેટલાંક દૃષ્ટાંત આપણી પાસે આવેલાં છે. તેણે કેટલાક અંગ્રેજ કેદીઓને ભૂખથી અર્ધા મારી નાખ્યા હતા, અને પોતાની મરજી વિરુદ્ધ તેમને સુનત કરાવવી પડી હતી. **હૈદર**ની શિક્ષા પ્રત્યેની ભાવનાથી આપણે એવા નિર્ણય પર આવવું નહિ જોઈએ, કે તે તદન નિર્દય અને નિષ્ઠુર હતો. તેનામાં બીજા કેટલાક એવા ગુણો હતા, કે જેથી એના સમાગમમાં આવનાર પુરુષો તેને વખાણતા, અને કાંઇક અંશે તેની સ્તુતિ કરતા.

**હૈદર** પોતાની પ્રજા સાથે ઘણી છૂટથી રહેતો. એકી વખતે ઘણી બાબત ઉપર લક્ષ આપવાની તેનામાં અસાધારણ શક્તિ હતી. તેની પાસે કોઈ કાગળ વાંચતો હોય, તો તે લક્ષમાં રાખી તેજ

વખતે કોઇ બીજા પુરુષ સાથે અગત્યના વિષય પર વાત કરી શકતો, અને સાથે નાટક અને તમાશામાં પણ ઉત્સાહભર્યો ભાગ લઇ સઘળી હકીકત ધ્યાનમાં રાખતો. **તે અશિક્ષિત હતો, છતાં દરેક અગત્યના સવાલ ઉપર ધ્યાન આપતો. ભાગ્યેજ એવો રાજદ્વારી કાગળ એના દરબારમાં લખાયો હશે કે જેની તેને માહીતી નહિ હોય.**

રાજકારભાર ચલાવવામાં તથા ઘરસંસારી બાબતમાં તે ગમે તેટલો દોષિત હશે, તોપણ તે એક **બહાદુર** લડવૈયો હતો, અને યુદ્ધકળામાં ઘણો પ્રવીણ હતો, એ બાબત બે મત છેજ નહિ. લડાઇના કટોકટીના મામલા વખતે પોતાના ચિત્તની સ્વસ્થતા જાળવી રાખી તે કદી પણ હિંમત હારતો નહિ.

## ૫૫. ટીપુ.

હૈદરના મરણ પછી તેનો પુત્ર **ટીપુ** મ્હૈસુરની ગાદીએ આવ્યો. તેનું નામ **ટીપુ** કેમ પાડયું, તે બાબત અનેક તર્કો થાય છે. કેટલાક એમ કહે છે કે કાનડી ભાષામાં ટીપુનો અર્થ વાઘ થાય છે. **ટીપુ** વાઘના જેવો બહાદુર હતો, તેથી તેનું નામ એ પાડવામાં આવ્યું હતું. પોતાની રૈયતમાં ત્રાસ ઉપજાવવા માટે પોતાના રાજચિહ્ન તરીકે એણે વાઘનું ચિત્ર પસંદ કર્યું હતું. વળી તે પોતે કહેતો હતો, કે **“ગરીબ ઘેટા તરીકે ૨૦૦ વર્ષ સુધી જિંદગી ગાળવા કરતાં વાઘ તરીકે માત્ર બે દિવસની જિંદગી ગાળવી**



ટીપુ.

**હું વધારે પસંદ કરૂં છું. "** આ ઉપરથી '**ટીપુ**' શબ્દનો અર્થ કાનડી ભાષામાં વાઘ થાય છે, એવો મત ભૂલથી સર્વત્ર ફેલાયો. વળી કેટલાકના મત પ્રમાણે **ટીપુ**ની માતા તેનો જન્મ થતા પહેલાં **ટીપુ** નામના પવિત્ર ફકીરની મુલાકાતે ગઈ હતી, તેથી એ પવિત્ર પુરુષના નામ ઉપરથી એનું નામ પાડવામાં આવ્યું હોય, પણ એ બનવા જોગ નથી.

**ટીપુ**ને ગાદીએ બેઠાને હજુ આઠ વર્ષ પૂરાં થયાં નહોતાં, એટલામાં **મલબાર**, **કુર્ગ**, અને **મ્હૈસુર**ની આસપાસના કેટલાક મુલક તેણે જીતી લીધા.

ત્યાં આગળ તેણે ઘણો ત્રાસ વર્તાવ્યો. તેનામાં **ઔરંગઝેબ**ની પેઠે ધર્મનું ઝનૂન ઘણું હતું, તેથી ત્યાંની પ્રજાને મુસલમાની ધર્મ સ્વીકારવા તેણે ફરજ પાડી. જેઓ એની ઇચ્છાને તાબે થાય નહિ, તેમને એણે નિર્દયપણે મારી નાખ્યા. **અંગ્રેજ** લોકોનો એ કટ્ટો શત્રુ હતો, અને **હિંદુસ્તાન**માંથી તેમને કાઢી મૂકવા એણે ઘણા પ્રયાસ કર્યા, પણ તેમાં તે ફાવ્યો નહિ. આ વખતે **લૉર્ડ કૉર્નવૉલિસ હિંદુસ્તાન**માં ગવર્નર જનરલનો હોદ્દો ભોગવતો હતો, જેની હકીકત આ વાર્તા પછી આવશે. તેણે તેને હરાવ્યો અને કર્ણાટકમાં આવેલા એકાદ બે જિલ્લા તેની પાસેથી લઇ લીધા. ત્યાર પછી **માર્કિવસ વેલેસ્લી**ના અમલમાં **ટીપુ** અને અંગ્રેજ વચ્ચે લડાઈ થઇ, તેમાં તે ઘણી બહાદુરીથી લડયો. અંતે તે ઘવાયો અને પડયો. તે વખતે તેના સિપાઇઓએ તેને કહ્યું કે **"તમે કોણ છો, તેની ઓળખ અંગ્રેજ અમલદારોને તમે આપો, જેથી તમારાં માન–આબરૂ જળવાય અને તમારૂં કાંઇ અનિષ્ટ કરે નહિ." પરંતુ એણે તેમનું કહેવું સાંભળ્યું નહિ, અને તે જમીન ઉપર પડયો રહ્યો.**

એ દરમિઆન એક અંગ્રેજ સિપાઈ તેના રત્નજડિત કમરપટાથી લલચાઈ તેની પાસે આવ્યો. **ટીપુ**એ પડયા પડયા પણ એવો સખત ઘા તેના પર કર્યો, કે તે પગે લંગડો થયો. પછી તે લંગડા

સિપાઈએ **ટીપુને** ગોળી મારી ઠાર માર્યો. **ટીપુના** મરણ પછી અંગ્રેજ સરકારે અસલ **હિંદુ** રાજાના વંશના એક કુંવરને **મ્હૈસુરની** ગાદી બેસાડયો, અને ટીપુના છોકરાઓને સારૂં પેન્શન બાંધી આપી **વેલોર** મોકલી આપ્યા.

**ટીપુ** એના બાપ કરતાં કંઈક જુદા પ્રકારનો હતો. યુદ્ધકળામાં **હૈદર** જેટલો તે કુશળ નહોતો, છતાં ઘોડે બેસતાં તથા નિશાન તાકતાં તેને ઘણું સારૂં આવડતું હતું. તે વિદ્વાન હતો, અને વેપાર, ધર્મ, ઔષધશાસ્ત્ર વગેરે વિદ્યા સંબંધી તેણે જ્ઞાન મેળવ્યું હતું; વળી ચુસ્ત **મુસલમાન** તરીકે પોતાના દેશમાં દારૂ વેચવાની તેણે સખત મનાઇ કરી હતી. તેનામાં આવા કેટલાક પ્રશંસનીય ગુણ હતા, પરંતુ તે ઘણો ક્રૂર અને નિર્દય હતો. કાનડામાં એક સમયે એના રાજ્ય દરમિઆન બળવો થયો હતો, ત્યારે તેણે પોતાના સેનાધિપતિને લખ્યું, કે **"આજથી દસ વરસ પહેલાં એ પ્રાન્તમાં આશરે ૧૫,૦૦૦ માણસને ઝાડ ઉપર ફાંસી દેવામાં આવ્યાં હતાં, ત્યાર પછી ઝાડો બીજા ભક્ષ વાસ્તે તલસ્યાં કરે છે; માટે જેટલા બળવાખોરો હાથ આવે, તે સઘળાને તમે ઝાડ પર લટકાવી દેજો."**

આ ઉપરાંત કેટલીક વાર તે કેદીઓનાં ગળાં કાપી નાખતો, અથવા ઝેર આપી ગુંગળાવી તેમને મારી નાખતો. ઉપર વર્ણવેલી શિક્ષા સિવાય બીજા પ્રકારની શિક્ષા કરવામાં પણ તે આનંદ લેતો. એક લાકડાનો ઘોડો તૈયાર કરાવી તેના જીન ઉપર ખીલા ઠોકાવી રાખ્યા હતા. ગુનેગારને તેના ઉપર તે જાતે બેસાડતો અને પછી એક કળ ફેરવતો, એટલે ખીલા તે ગરીબ બિચારાના શરીરમાં ભોંકાઈ જતા અને ગુનેગાર મરણ પામતો. એવું કહેવામાં આવે છે કે ટીપુનું મગજ પાછલી વયે બગડયું હતું, અને તેનામાં ગાંડપણનાં ચિન્હ જેવામાં આવતાં હતાં. આથી એનો સ્વભાવ ક્રૂર અને નિર્દય થયો હોય એ સ્વાભાવિક છે.

## ૫૬. લૉર્ડ કૉર્નવૉલિસ અને જમાબંધી.

વૉરન હેસ્ટિંગ્સ પછી **લૉર્ડ કૉર્નવૉલિસ** ગવર્નર જનરલ થયો. તે એક અમીર કુટુંબમાં જન્મ્યો હતો. તેની હિંદુસ્તાનના ગવર્નર જનરલ તરીકે સને ૧૭૮૫ માં નીમણુક કરવામાં આવી. ક્લાઇવ અને હેસ્ટિંગ્સની પેઠે પ્રથમથી એ કાંઇ ઈસ્ટ ઈંડિઆ કંપનિનો નોકર નહોતો; પરંતુ ઘણોજ પ્રમાણિક તથા લાયક હોવાને લીધે એની પસંદગી કરવામાં આવી. કૉર્નવૉલિસને પોતાની શક્તિ વાસ્તે ઉંચો અભિપ્રાય નહોતો એટલુંજ નહિ, પણ ઘણીજ શંકા હતી. અમેરિકામાં તે વખતે ચાલતા વિગ્રહ દરમિઆન એવા પ્રતિકૂળ સંજોગો ઉત્પન્ન થયા હતા, કે તેને પોતાના લશ્કર સાથે દુશ્મનને શરણે જવાની ફરજ પડી હતી. આથી પોતાની મરજી વિરુદ્ધ અને ઘણીજ નાખુશીથી એણે આ જોખમ ભરેલા ઓદ્ધાનો સ્વીકાર કર્યો.

**લૉર્ડ કૉર્નવૉલિસ** સ્વભાવે ઘણો શાંત હતો. યુદ્ધ તરફ તેને બહુ પ્રીતિ નહોતી, તેથી રૈયતના કલ્યાણાર્થે શાં શાં પગલાં લેવાં જોઈએ, તે તરફ તેણે પોતાનું લક્ષ દોરવા માંડયું. તેમાં મુખ્યત્વે કરીને બંગાળામાં સુધારાની બહુ જરૂર હતી. કંપનિના નોકરો પોતાની સત્તાનો ગેરઉપયોગ કરી લાંચરૂશવત લેતા, અને ખાનગી ધંધામાં મશગૂલ રહી પોતે ધનવાન કેવી રીતે થઈ શકે તેવા ઉપાયો શોધતા હતા. આથી કંપનિના હિતને ઘાણું નુકસાન થતું હતું. તે અટકાવવા માટે કંપનિના નોકરોનો પગાર વધારવાની તેણે સખત ભલામણ કરી. પગાર સારો આપવામાં આવે, તો નોકરો એકનિષ્ઠાથી અને ઉમંગથી પોતપોતાનું કામ બજાવશે અને કંપનિનું હિત જળવાશે, એવો એને પૂર્ણ વિશ્વાસ હતો. આ ઉપરાંત ન્યાયની અદાલતોમાં એણે કેટલાક સુધારા કર્યા.

**લૉર્ડ કૉર્નવૉલિસ**ના સુધારામાં ખાસ અગત્યનો સુધારો બંગાળામાં કાયમની **જમાબંધી** દાખલ કરવાનો છે. એ સુધારા સાથે

એનું નામ હંમેશ જોડાએલું રહેશે. મહાન અકબરના વખતમાં રાજા ટોડરમલે જમીનની માપણી કરી બધા પ્રાંતો વાસ્તે અમુક મહેસુલ નક્કી કર્યું હતું, અને મોગલ સલ્તનતના પ્રતિનિધિઓ દર વર્ષ તે ઉઘરાવવા નીકળતા હતા. વખત જતાં જ્યારે મોગલ સામ્રાજ્ય પડી ભાંગ્યું, ત્યારે એજ પ્રતિનિધિઓ પોતેજ પ્રાંતોના માલિક છે એવું કહેવા લાગ્યા. ટુંકામાં તેઓ પ્રાંતોના જમીનદાર થઈ પડયા. હેસ્ટિંગ્સ જ્યારે હિંદનો ગવર્નર થયો ત્યારે તેમનો સ્વીકાર કરવા તેણે સાફ ના પાડી. જમીનદાર કેવી રીતે થઇ પડયા હતા, એ તે સારી રીતે જાણતો હતો. એણે પ્રાંતોને ઇજારે આપવાનો નવો ધારો કાઢયો, અને શરૂઆતમાં પાંચ વર્ષને પટે તે જમીન આપવા લાગ્યો; પરંતુ આનું પરિણામ સારૂં આવ્યું નહિ. જમીનદારો જમીન ઉપર પૂરતું લક્ષ આપી સુધારો કરતા નહોતા; કારણ કે પટો પુરો થયા પછી તે જમીન પાછી તેમનેજ મળશે એવો તેમને મુદ્દલ ભરોસો રહેતો નહોતો. પરિણામે જમીનનો કસ દિવસે દિવસે બગડવા લાગ્યો.

લૉર્ડ કૉર્નવૉલિસે આ બાબત ઘણી ઉંડી તપાસ કરી, અને ઈજારદારોને પાંચ અથવા દસ વર્ષના પટાને બદલે **વંશપરંપરાના પટા કરી આપવાના નિર્ણય પર આવ્યો.** દર વર્ષે દરેક જમીનદારે કેટલું આપવું તે પ્રથમ નક્કી કરવામાં આવ્યું. આથી જમીનદારો પોતાની જમીન બાબત નિર્ભય થયા, અને ઉમંગથી કામ કરવા લાગ્યા.

વંશપરંપરાનો જમીનદારી ધારો બંગાળાને મળ્યો, તેથી તેને અનહદ લાભ પ્રાપ્ત થયો. ખેતીનું કામ ઘણું આગળ વધવા લાગ્યું, અને એકંદરે વ્યાપારમાં ઘણી વૃદ્ધિ થઇ. જમીનદારોનો વર્ગ બંગાળામાં હાલ ઘણો નામીચો થઈ પડયો છે. તેમની આબાદીને લીધે મધ્યમ વર્ગના લોકને પણ લાભ થયો છે. તેમને રોજી સારી મળે છે; પરંતુ આ ધારાથી ખેડુત વર્ગને કેટલીક વખત નુકસાન ખમવું પડે છે. તેમની પાસે જમીનદારો જે વેરો લે, તેમાં કોઇથી વચ્ચે પડાય નહિ એવું હોવાથી તેમને ઘણો ગેરલાભ થાય છે.

ઉપર વર્ણવેલો અગત્યનો સુધારો કરી **લૉર્ડ કૉર્નવૉલિસ** ઇ. સ. ૧૭૯૩ માં સ્વદેશ ગયો. દેશી રાજ્યોના માંહોમાંહેના કજીઆમાં વચ્ચે નહિ પડવાનો સંકલ્પ કરી તે ઇંગ્લાંડથી હિંદમાં આવ્યો હતો, અને પોતાના બનતા પ્રયાસે એ નિર્ણયને તે વળગી રહ્યો.

---

## ૫૭. વેલેસ્લી અને તેની ઇંગ્લાંડમાં કારકીર્દિ.

લૉર્ડ કૉર્નવૉલિસ પછી **સર જોન શોર** હિંદનો ગવર્નર જનરલ થયો. ત્યાર પછી **માર્કિવસ ઑવ્ વેલેસ્લી**ની તે જગા પર નીમણુક થઇ. તેણે **અંગ્રેજ** લોકોની સત્તા હિંદુસ્તાનમાં ઘણી બળવાન બનાવી. રાજદ્વારી પુરુષ તરીકે એના કરતાં ચઢિઆતો ભાગ્યેજ કોઇ પણ ગવર્નર જનરલ હિંદુસ્તાનમાં આવ્યો હશે. **કલાઇવે** હિંદુસ્તાનનો થોડો પ્રદેશ મેળવ્યો. **હેસ્ટિંગ્સે** તેમાં વધારો કર્યો. પરંતુ **બ્રિટિશ રાજ્ય અહીં સ્થાપનાર ખરેખર વેલેસ્લીજ** હતો. તે અહીં આવ્યો ત્યારે **ઇસ્ટ ઇંડિઆ** કંપનિ માત્ર એક પેઢીનુંજ કામ કરતી હતી. પરંતુ જ્યારે અહીંથી પાછો ફર્યો, ત્યારે કંપનિની રાજનીતિમાં ઘણો ફેરફાર થયો હતો, અને એક **રાજસત્તા** ચલાવનારી કંપનિ તરીકે તે પ્રસિદ્ધ થઇ હતી.

સને ૧૭૫૦ ના જુન મહીનાની ૨ જી તારીખે **વેલેસ્લી**નો જન્મ એક અમીરને ત્યાં થયો હતો. પોતાનું નામ પ્રથમ **'વેલેસ્લી'** ને બદલે તે **વેસ્લી** લખતો હતો. વેલેસ્લી અને તેનો નાનો ભાઇ **આર્થર** જે પછીથી ડયુક **ઑવ્ વેલિંગટન** તરીકે પ્રસિદ્ધ થયો, તે નાનપણમાં સાથે વિદ્યાભ્યાસ કરતા હતા. તેમની નિશાળમાં એક વખતે છોકરાઓ પાઠ ભજવતા હતા. તેમાં વેલેસ્લીને ભાગે એક કરુણ રસવાળો પાઠ ભજવવાનો આવ્યો હતો. તે તેણે એવી ઉત્તમ રીતે ભજવી બતાવ્યો કે **ત્રીજા જ્યૉર્જ** રાજા જે મેળાવડામાં આવ્યા હતા, તેમની આંખમાંથી દડદડ આંસુ ટપકવા લાગ્યાં. **ગૅરિક** નામનો ઍક્ટર ( નાટકમાં પાઠ ભજવનાર ) જોઇ બોલી ઉઠયો, કે " **તમે જે કર્યું તે હું**

**કરી શકત નહિ.**" આ ઉપરથી આપણને માલમ પડે છે, કે વેલેસ્લીમાં ભાષણ કરવાની તથા પોતાના કંઠમાં ફેરફાર કરવાની ઘણા ઉંચા પ્રકારની શક્તિ હતી.

નિશાળ છોડયા પછી આ તરુણ અમીર ઇંગ્લાંડના રાજકારભારમાં ઉત્સાહભર્યો ભાગ લેવા લાગ્યો. તેની શરૂઆતની કારકીર્દિ જોઈ સઘળાને એમજ લાગ્યું, કે આગળ જતાં તે ઘણો સારો રાજનીતિજ્ઞ પુરુષ થશે. હિંદુસ્તાનની રાજવ્યવસ્થા ચલાવવાને **બોર્ડ ઑવ્ કન્ટ્રોલ** નામનું એક મંડળ ઇંગ્લાંડમાં સ્થાપવામાં આવ્યું હતું, તેના એક સભ્ય તરીકે સને ૧૭૯૩ માં એની નીમણુક થઇ. આ પ્રમાણે હિંદુસ્તાન સાથે એનો પ્રથમ સંબંધ ઇંગ્લાંડમાંજ જોડાયો ત્યાર પછી પોતાના ભાઈ **આર્થર** અને પોતાની આગળના **ગવર્નર જનરલ લૉર્ડ કૉર્નવૉલિસ** પાસેથી હિંદુસ્તાન વિષે તેણે ઘણી માહીતી મેળવી. અંતે સને ૧૭૯૭ માં તેની ગવર્નર જનરલ તરીકે નીમણુક કરવામાં આવી.

---

## ૫૮. માર્કિવસ વેલેસ્લી અને તેનો હિંદનો અમલ.

હિંદુસ્તાન આવી વેલેસ્લીએ નિષ્પક્ષપાતપણે પોતાનું કામ બજાવવા માંડ્યું. તે કોઇ વેપારી નહોતો, તેથી વેપાર તરફ તેની વૃત્તિ થઈજ નહિ. જન્મથી તે તો એક મોટા દરજ્જાનો અંગ્રેજ ઉમરાવ હતો, તેથી સ્વાભાવિક રીતે રાજકારભાર અને દેશકલ્યાણ તરફ એનું લક્ષ દોરાયું. હેસ્ટિંગ્સને જેમ સ્વદેશમાં દુશ્મન નહોતા તેમ તેને હિંદુસ્તાનમાં દુશ્મન નહોતા. પરિણામે તેને પોતાના કામમાં ઘણી અનુકૂળતા મળી.



માર્કિવસ વેલેસ્લી.

હિંદુસ્તાન આવ્યા પછી એને માલમ પડ્યું કે રાજાઓ માંહોમાંહે લડે છે, દેશમાં મારામારી અને લૂંટફાટ ચાલે છે, છતાં આગળના બે ગવર્નર જનરલ પૈકી કોઇએ દેશી રાજાઓને લડતા અટકાવ્યા નહિ, તેમજ લૂંટફાટ થતી અટકાવવા પૂરતું ધ્યાન આપ્યું નહિ. આવી રાજનીતિથી દેશી રાજાઓ માંહોમાંહે લડી દેશને પાયમાલ કરતા હતા. તે જાણતો હતો કે દેશમાં સારો બંદોબસ્ત જળવાય એવું લશ્કર કંપનિ પાસે છે, તેથી તેણે જુદીજ પદ્ધતિ ઘડી કાઢી.

વેલેસ્લીએ સઘળા દેશી રાજકર્તાઓને કહેવડાવ્યું, કે “**જે દેશી રાજા અમારી સાથે મિત્રાચારીની સંધિ કરશે તેની મદદ અર્થે સહાયકારી લશ્કર આપીશું; પણ લશ્કરનો તમામ ખર્ચ તેને માથે રહેશે. વળી તે ઉપરાંત તે રાજા અંગ્રેજ સરકારની રજા વગર**



માર્કિવસ વેલેસ્લીના
વખતનું બ્રિટિશ હિંદ.
ઇ. સ. ૧૭૯૯
પંજાબ
સિંધુ
સિંધ
નદી
બ્રહ્મપુત્રા નદી
ગુજરાત
મુંબઈ
નિઝામનો
મુલક
મદ્રાસ
M.A.

**કોઇ બીજા રાજા સાથે લડી શકે નહિ, તેમજ જો કોઇ બીજો રાજા તેના ઉપર ચઢી આવે તો અંગ્રેજ સરકારે તેને મદદ કરવી.**

તે વખતે બળવાન રાજાઓમાં **પેશ્વા**, **સિંધીઆ**, **હોલ્કર**, ગાયકવાડ, **ભોંસલે**, **નિઝામ** અને **ટીપુ** સુલતાન હતા. **નિઝામે વેલેસ્લીની** સરત કબુલ રાખી, અને તે **હૈદ્રાબાદમાં** નિર્ભયપણે રાજ્ય કરવા લાગ્યો. પરંતુ **મ્હૈસુરના** રાજા **ટીપુએ** એ સરતને અનાદર કર્યો, અને તેની સાથે એક મોટો વિગ્રહ થયો, તેમાં તેનો કાળ થયો. પેશ્વા **અંગ્રેજ** સરકાર સાથે આ સંધિથી જોડાયો. પરંતુ બીજા **મરાઠા** રાજાઓ એથી નારાજ થયા, તેથી તેમની સાથે **મરાઠા** વિગ્રહ ઉત્પન્ન થયો. આ પ્રમાણે બંને વિગ્રહમાં જીત મેળવી **વેલેસ્લીએ અંગ્રેજી રાજ્યને** ઘણું **મજબુત** બનાવ્યું. તે ઉપરાંત **તાંજોર** અને **કર્ણાટકના** રાજ્યને અંગ્રેજી રાજ્ય સાથે તેણે જોડી દીધાં. વળી **અયોધ્યાના** નવાબે તેની સરત કબુલ રાખી ગંગા અને જમના નદીની વચ્ચે આવેલો પ્રદેશ અંગ્રેજ સરકારને સોંપી દીધો. ટુંકામાં કહીએ તો એના અમલ દરમિઆન અંગ્રેજ સત્તા **હિંદુસ્તાનમાં** પણ ખાસ કરીને **મદ્રાસ** ઇલાકામાં પુરેપુરી જામી.

**વેલેસ્લીની હિંદની** રાજનીતિ બાબત ઇંગ્લાંડમાં ઘણી ચર્ચા થઇ. અંતે સને ૧૮૦૫ માં તે ઇંગ્લાંડ પાછો વળ્યો. ત્યાં ગયા પછી થોડો વખત તે નિવૃત્ત જીવન ગાળવા લાગ્યો; પણ એવું જીવન એને નીરસ લાગવાથી ફરી રાજદ્વારી બાબતોમાં આગેવાન તરીકે ભાગ લેવા લાગ્યો. ૮૨ વર્ષની ઉંમરે પણ તેનામાં ઘણો જુસ્સો માલમ પડતો હતો. શરીરશક્તિ કરતાં તેનામાં મનોબળ વિશેષ પ્રબળ હતું. તેને કોઇ પણ મુશ્કેલી નડતી ત્યારે તે કહેતો, કે "**મુશ્કેલી એજ આપણો ખોરાક છે; હું તો તેના પર જીવું છું, અને તે મને ઘણી માફક આવે છે.**" તેનામાં ફુંપદ વધારે દેખાતું હતું. તેનો પોશાક,

રીતભાત, બોલવુંચાલવું વગેરેમાં તે સ્પષ્ટ જણાઈ આવતું હતું; પણ પોતાની ઉંચી પદવીને તે સઘળાં જરૂરનાં છે એમ તે માનતો હતો. એક અંગ્રેજ લેખક કહે છે, કે તે **એક અંગ્રેજ સુલતાન જેવો દેખાતો હતો.**"

---

## ૫૯. માર્કિવસ હેસ્ટિંગ્સ અને તેની રાજનીતિ.

**ફ્રાન્સિસ રૉડન હેસ્ટિંગ્સને** નાનપણથીજ લશ્કરી નોકરી તરફ ઘણો પ્રેમ હતો; તેથી પોતાનો અભ્યાસ પુરો થયો કે તરતજ સત્તર વરસની કુમળી વયે તે લશ્કરી નોકરીમાં જોડાયો. ત્યાં ઉત્તરોત્તર પદવી પ્રાપ્ત કરી ઘણી કીર્તિ મેળવી. **અમેરિકા** ને **ઇંગ્લાંડ** વચ્ચે ચાલતા વિગ્રહ દરમિઆન તેણે **અમેરિકામાં** બહુ બહાદુરી બતાવી. ઇ. સ. ૧૭૯૩ માં તેનો પિતા મરણ પામ્યો એટલે તેને **લૉર્ડ મોઇરાનો** ઈલ્કાબ મળ્યો.



માર્કિવસ હેસ્ટિંગ્સ.

**લૉર્ડ મિન્ટો** નામનો ગવર્નર જનરલ **હિંદમાંથી** ઇ.સ. ૧૮૧૩ માં પાછો આવ્યો હતો, તેજ જગાએ **હેસ્ટિંગ્સની** નીમણુક થઇ. ગવર્નર જનરલના હોદ્દા વાસ્તેજ તે પુરેપુરો લાયક હતો; કારણ કે એનામાં દૃઢ નિશ્ચય, ઉદાર વૃત્તિ અને ચારિત્રબળ ઘણા ઉત્તમ પ્રકારનાં હતાં. તે ઉપરાંત તે ઘણોજ પ્રમાણિક અને એકવચની હતો; વળી એક બહાદુર લડવૈયા તરીકે

અમેરિકામાં તેણે ખ્યાતિ મેળવી હતી. આ સર્વ ગુણોને લીધે તેની નીમણુક સઘળાને પસંદ પડી.

ઈંગ્લાંડમાં જ્યારે તે હતો, ત્યારે **માર્કિવસ વેલેસ્લીની** રાજનીતિ તેણે વખોડી કાઢી હતી. તેનું કહેવું એવું હતું કે "હિંદુસ્તાનના દેશી રાજાઓના કજીઆમાં અંગ્રેજ સરકારે શા માટે વચ્ચે પડવું જોઇએ? તેમને તેમનું કામ કરવા દેવું જોઇએ." પરંતુ જેવો તે અહીં આવ્યો કે તરતજ તેને માલમ પડયું, કે વેલેસ્લીની રાજનીતિ યોગ્ય હતી.

કંપનિના કારોબારી મંડળને ઈંગ્લાંડમાં **હેસ્ટિંગ્સે** સવિસ્તર સમાચાર મોકલ્યા, અને વધુમાં જણાવ્યું કે **મરાઠા** અને **પિંઢારાઓ** તોફાન મચાવી રહ્યા છે. ત્યાંથી એવો પ્રત્યુત્તર મળ્યો, કે "તમને યોગ્ય લાગે તેમ કરો." આથી **લૉર્ડ વેલેસ્લીએ** શરૂ કરેલું કામ તેણે હાથમાં લીધું, અને **હિંદુસ્તાનમાં** બ્રિટિશ સત્તાનો અમલ વધારવા તેણે યોગ્ય પગલાં લીધાં.

---

## ૬૦. માર્કિવસ હેસ્ટિંગ્સ અને પિંઢારા.

હેસ્ટિંગ્સને પ્રથમ **પિંઢારા** લોકો સાથે બાથ ભીડવી પડી. **પિંઢારા** નામની એક જાત તે સમયે **હિંદુસ્તાનમાં** ત્રાસ વર્તાવી રહી હતી. તેઓ લૂંટફાટ કરતા અને લોકોને ત્રાહે ત્રાહે પોકરાવતા હતા. કેટલાક **પિંઢારા** જાટ જાતના હતા, અને કેટલાક **અફઘાનો** હતા. તેઓ નાની ટુકડીઓમાં ઠામ ઠામ ફરતા, ઘણી ઝડપથી ગરીબ લોકો પર ઓચિંતો છાપો મારી તેમનાં ગામો લૂંટતા અને તેમને નિર્દયપણે કાપી નાખતા. તેઓ ઘણા કઠોર હૃદયના હતા. દયા શું છે તે બાબત તે અજ્ઞાન હતા. પુરુષ અથવા સ્ત્રી જે કોઈ તેમના સપાટામાં આવતું, તેને તેઓ ક્રૂરતાથી મારી નાખતા. આખા મદ્રાસ ઈલાકામાં,

નિઝામના પ્રદેશમાં, અને મલબારમાં છૂટા છવાયા ફરતા તેઓ માલમ પડતા હતા. આથી આખી કોમને જડમૂળથી ઉખેડી કાઢવા હેસ્ટિંગ્સ તત્પર થયો.

**અમીરખાન** નામના પિંઢારાના એક આગેવાન સરદારને **ટોંકનો** મુલક આપી હેસ્ટિંગ્સે બીજા પિંઢારા સાથે લડાઈ ચલાવવા માંડી. જુદાં જુદાં લશ્કર મોકલી તેમને ઘેરી લેવામાં આવ્યા. તેમનામાંથી હજારો મરણ પામ્યા. **વસિલ મહંમદ** નામના પિંઢારાએ ઝેર લીધું. **કરીમખાન** નામનો બીજો સરદાર અંગ્રેજ સરકારને તાબે થયો. પરંતુ **ચિતુ** નામનો પિંઢારો જંગલમાં નાસી ગયો, અને તેને વાઘે ફાડી ખાધો એવું કહેવામાં આવે છે. આ પ્રમાણે પિંઢારાનું જોર તોડી પાડવામાં હેસ્ટિંગ્સ ફતેહમંદ નીવડયો. તેમનામાંના થોડા ઘણા બચ્યા તેઓ સલાહશાંતિથી ધંધે વળગ્યા, અને ફરીથી તેઓએ કદી લૂંટફાટમાં ભાગ લીધો નહિ.

**નેપાળના ગુરખા** લોકો સાથે હેસ્ટિંગ્સને લડાઈમાં ઉતરવું પડયું. ગુરખા લોક હાર્યા અને હિમાલય પર્વતની દક્ષિણનો કેટલોક ભાગ અંગ્રેજ સરકારને તેમને આપવો પડયો. ત્યાર પછી મરાઠા લોક અંગ્રેજ સરકારની સામે થયા. તેમાં તેઓ હાર્યા અને પેશ્વાનો મુલક લઈ લેવામાં આવ્યો. આ પ્રમાણે હાલ જેમ આપણે જોઇએ છીએ, તેમ મુંબઈ ઈલાકાની સરહદ બંધાઈ.

હેસ્ટિંગ્સને લડાઇમાં ઘણું રોકાવું પડયું હતું, છતાં તેણે જનસુખાકારી વાસ્તે ઘણો શ્રમ વેઠયો. તેણે રસ્તાઓ, પૂલો, નહેરો વગેરે બંધાવ્યાં, અને દેશમાં વેપારરોજગારને ઘણું ઉત્તેજન આપ્યું. દેશની આબાદી અને વૃદ્ધિના દરેક કામમાં તેણે ઉત્સાહભર્યો ભાગ લીધો; તે વૃદ્ધ થયો હતો, તોપણ પોતાનું કામ ઘણા ધૈર્ય અને


લૉર્ડ હેસ્ટિંગ્સના
વખતનું બ્રિટિશ હિંદ.
ઈ. સ. ૧૮૨૩.
બ્રહ્મપુત્રા નદી
રજપુતાના
આઉદ
સિંધીઆ
હોલ્કર
ગુજરાત
ગાયકવાડ
વરાડ
મુંબઈ
નિઝામનો
મુલક
મદ્રાસ
મહેસુર

ખંતથી તે કરી શકતો હતો. સને ૧૮૧૩ માં જ્યારે તે હિંદુસ્તાનમાં આવ્યો, ત્યારે સઘળે તોફાન અને અશાન્તિ પ્રસરી રહેલાં હતાં; પરંતુ સને ૧૮૨૩ માં જ્યારે તે ઈંગ્લાંડ જવા નીકળ્યો, ત્યારે દરેક મુખ્ય દેશી રાજ્ય અંગ્રેજ સરકારના તાબામાં આવેલું હતું, અને **બ્રિટિશ** સત્તા સર્વોપરિ બની હતી.

**ઈંગ્લાંડ** ગયા પછી લાંબો વખત તેણે વાનપ્રસ્થ અવસ્થા ભોગવી નહિ. તે ઘણોજ ઉદાર સ્વભાવનો હતો, તેથી પોતાના સમાગમમાં આવનાર માણસોને તે ઘણી વાર પૈસાની મદદ કરતો. **પ્રિન્સ વેલ્સ** અને તેની વચ્ચે ગાઢ મિત્રાચારી હતી. **પ્રિન્સ** તેની પાસેથી પૈસાની મદદ લેતો. તે કહેતો હતો કે "**મોઇરો અને હું બન્ને ભાઇઓ જેવા છીએ. જ્યારે એકને પૈસાની જરૂર હોય ત્યારે તે બીજાના ગજવામાં હાથ નાખે અને લે એવો અમારો નિયમ છે.**" આ પ્રમાણે તે પાછલી અવસ્થાએ નિર્ધન સ્થિતિમાં આવી ગયો. અંતે **માલ્ટા** નામના ટાપુના **ગવર્નર** અને મુખ્ય સેનાધિપતિની જગા તેને લેવી પડી. ત્યાં આગળ પોતાના નિયમ પ્રમાણે એકનિષ્ઠાથી નોકરી કરવા લાગ્યો, પરંતુ એની તબીયત બગડી અને અકસ્માતથી ઘોડા પરથી પડી જઇ તે મરણ પામ્યો. પોતાનો દેહ છોડતી વખતે તેણે કહ્યું કે "**મારો જમણો હાથ કાપી નાખવો, અને મારી સ્ત્રી મરણ પામે ત્યારે તેની સાથે તે હાથને દાટવો.**" તેની ઈચ્છાનુસાર તેમ કરવામાં આવ્યું, અને અત્યારે તેનો હાથ તેની વહાલી પત્ની સાથે પોતાના દેશમાં તેની કબરમાં દટાએલો છે. તે કેટલો પ્રેમાળ હતો, તે ઉપલા દષ્ટાંત ઉપરથી માલમ પડે છે.



## ૬૧. લૉર્ડ વિલિઅમ બેન્ટિક અને વેલોરનો બળવો.

ઈ, સ. ૧૭૭૪ના સપ્ટેમ્બર માસની ૧૪મી તારીખે **વિલિઅમ કેવેન્ડિશ બેન્ટિકનો જન્મ થયો** હતો. યુરોપમાં લડાઈ સંબંધી થોડું ઘણું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી સને ૧૮૦૩ માં તેને **મદ્રાસનો** ગવર્નર નીમવામાં આવ્યો. તેના જેટલી તરુણ વયે ભાગ્યેજ કોઈ અંગ્રેજ અમલદાર આવા ઉંચા હોદ્દા પર આવ્યો હશે. મદ્રાસ આવી તેને થોડાજ વખતમાં લાગ્યું કે હિંદુસ્તાનમાં લોકોને સુખ મળે અને તેમનું કલ્યાણ થાય, એવી રાજપદ્ધતિ બ્રિટિશ સરકારની હોવી જોઇએ. આ તરફ તેણે ધીમે ધીમે પ્રયાસ



લૉર્ડ વિલિઅમ બેન્ટિક.

કરવા માંડયો; પરંતુ **વેલોરમાં** એકાએક બળવો ફાટી નીકળ્યો, તેમાં તેનું સઘળું ચિત્ત પરોવાયું.

**વેલોરમાં** લશ્કરી છાવણી હતી. મદ્રાસના સેનાધિપતિએ એવો હુકમ કાઢયો કે સઘળા સિપાઇઓએ અમુક જાતની એક સરખી પાઘડી પહેરવી, અને પરેડ કરતી વખતે કપાળમાં ચાંલ્લો કરવો નહિ, તથા કાનમાં કડી પહેરવી નહિ. આથી સિપાઇઓને એમ લાગ્યું કે અંગ્રેજ સરકાર અમને ભ્રષ્ટ કરવા માગે છે; તેથી તેમની ધાર્મિક લાગણી ઉશ્કેરાઈ અને તેમણે બળવો કર્યો. કેટલાકનું કહેવું એવું છે કે સિપાઇઓ **ટીપુના છોકરાઓ** જે **વેલોરમાંજ** રહેતા હતા તેમને ગાદી અપાવવા માગતા હતા, તેથી તેમણે બળવો ઉઠાવ્યો. **બેન્ટિકનો**

અભિપ્રાય આ બાબત પૂછવામાં આવ્યો, ત્યારે એણે કહ્યું કે "**એક વખત હુકમ કર્યા પછી રદ્દ કરવામાં આપણી નિર્બળતા દેખાય, માટે બળવાખોરોને શિક્ષા કરવી જોઇએ.**" એની ઇચ્છાનુસાર બળવો કરનારા આગેવાન પુરુષોને પકડવામાં આવ્યા, અને તેમને યોગ્ય શિક્ષા કરી.

આ બનાવથી કુંપનિના ડિરેકટરોને બેન્ટિક પર અવિશ્વાસ આવ્યો. તેમને એમ લાગ્યું કે પોતાની નોકરીમાં જેટલો જોઇએ તેટલો એ જાગૃત રહ્યો નહિ, અને તેની ગફલતના પરિણામે કદાચ ભવિષ્યમાં એવા સંજોગો ઉત્પન્ન થાય કે તેને પહોંચી વળવા બ્રિટિશ સરકાર સમર્થ થાય નહિ. આથી તેને ઇંગ્લાંડ પાછો બોલાવી લેવામાં આવ્યો. ઇંગ્લાંડ જઇ તેણે પોતાના બચાવમાં ઘણી દલીલો રજુ કરી, પણ ડિરેકટરોએ પોતાનો હુકમ રદ કર્યો નહિ. ત્યાર પછી બેન્ટિકે યુરોપમાં ઘણી ઉંચી પદવીઓ ભોગવી. **આમ્હર્સ્ટ** હિંદુસ્તાનથી પાછો ફર્યો, ત્યારે ગવર્નર જનરલ તરીકે તેની નીમણુક કરવામાં આવી. આ નીમણુકથી તેનું કલંક ધોવાઈ ગયું. સને ૧૮૨૮ માં હિંદુસ્તાન આવી તેણે પોતાના હોદ્દાનો ચાર્જ લીધો.

ઠગ લોકોનાં ટોળેટોળાં તે વખતે જોવામાં આવતાં હતાં. તેઓ મુસાફરોને લૂંટી લઈ તેમના પ્રાણ લેતા. ગામડીઆનો વેશ લઈ મુસાફરો સાથે દોસ્તીનો ડોળ કરતા અને તેમને ફસાવી ગળામાં રૂમાલ નાખી ફાંસો દઈ તેમને મારી નાખતા. **તેઓ એમ માનતા હતા, કે આવાં ઘોર કૃત્યથી કાલીકા માતા પ્રસન્ન થાય છે.** તેમનો ત્રાસ મધ્ય હિંદમાં ફેલાઈ છેક દક્ષિણ સુધી પ્રસર્યો હતો. બેન્ટિકે આવા ઠગ લોકોને શોધી કાઢી તેમને શિક્ષા કરવા સારૂ અમલદારો નીમ્યા. આ કામમાં **મેજર સ્લીમન** નામના અંગ્રેજ સરદારે ઘણી સારી સેવા બજાવી, અને એને લીધેજ આ આપત્તિમાંથી હિંદુસ્તાન મુક્ત થયું. આશરે ૭૨,૦૦૦ ઠગ લોકોને પકડવામાં આવ્યા, અને તેમાંના ૧,૫૦૦ ને યોગ્ય શિક્ષા થઇ.

## ૬૨. લોર્ડ વિલિઅમ બેન્ટિક અને તેણે કરેલા સુધારા.

**હિંદુસ્તાન**માં સતી થવાનો રિવાજ બંધ કરવા માટે બેન્ટિકને ધન્યવાદ ઘટે છે. જ્યારે પતિનું મરણ થતું, ત્યારે તેની સ્ત્રી તેની પાછળ બળી મરતી હતી. મહાન **અ**કબરે આ ક્રૂર ચાલ અટકાવવા ઘણા પ્રયત્ન કર્યાં હતા, પણ તેમાં તે નિષ્ફળ નીવડયો હતો. દિનપ્રતિદિન સતીઓની સંખ્યામાં વધારો થયો હતો. કેટલીક સ્ત્રીઓને તેમની મરજી વિરુદ્ધ તેમના પતિના શબ સાથે બાળી મૂકવામાં આવતી હતી. તેમને કોઇ વખત તેમનાં સગાંવહાલાં કેફી વસ્તુ પીવડાવી દેતાં, જેથી પોતાનું સર્વ ભાન ખોઇ આવેશમાં ને આવેશમાં પોતાના પ્રાણનું બળિદાન આપવા તેઓ તત્પર થતી. આ ચાલને વિષે તે વખતે એવું કહેવામાં આવતું હતું, કે તેમાં ધર્મનો સમાવેશ થાય છે, અને કોઈ પણ ધાર્મિક કામમાં હાથ ઘાલવો એ વાજબી ગણાય નહિ; પરંતુ **દ્વારકાનાથ ટાગોર** અને **રામમોહનરાયે** આ અધમ રિવાજને બહુજ વખોડી કાઢયો, અને જણાવ્યું કે સતી થવાના રિવાજને ધર્મની સાથે કાંઈ સંબંધ નથી.

**બેન્ટિક**ના પહેલાં આવેલા **ગવર્નર જનરલ** આ ઘોર અને નિર્દય કૃત્યથી કંટાળી ગયા હતા, પણ દેશીઓના રીતરિવાજમાં વચ્ચે પડવું તેમને યોગ્ય લાગ્યું નહિ. તેમ છતાં જેટલું બન્યું તેટલું તેમણે કર્યું. તેમણે એવો હુકમ કાઢયો કે જે સ્ત્રી સતી થવા માગતી હોય તેને કોઈ કેફી વસ્તુ પીવડાવવી નહિ, અને તેની ઇચ્છા વિરુદ્ધ ચિતામાં બાળી મૂકવી નહિ. તે ઉપરાંત એ બાબતની ખબર મેજિસ્ટ્રેટને આપવી. તેઓ એમ ધારતા હતા કે આવાં પગલાંથી રિવાજ ધીમે ધીમે નાબુદ થઈ જશે. પરંતુ માત્ર બંગાળામાં એક વરસ દરમિઆન ૮૦૦ વિધવાઓ જીવતી બળી મુઇ હતી.

બેન્ટિકના વખતમાં આ રિવાજનું જોર વિશેષ વધ્યું હતું, તેથી તેને કેમ નાબુદ કરવો એ બાબત પર ઉંડો વિચાર ચલાવ્યા કરતો હતો. તે દરમિઆન **ટાગોર** અને **રામમોહનરાય** તરફથી એને ઘણો સારો ટેકો મળ્યો, તેથી હિંમત પકડી જાહેર કર્યું કે સતી થવાનો રિવાજ ગેરકાયદેસર છે, અને જે કોઇ એ કામમાં મદદગાર થશે તેના પર ફોજદારી કામ ચલાવવામાં આવશે. આ પ્રમાણે **બેન્ટિકે આ ક્રૂર રિવાજ બંધ કર્યો, અને અસંખ્ય વિધવાઓની આશીષ મેળવી.**

આ સિવાય પણ હિંદુસ્તાનના લોકો વાસ્તે તેણે ઘણા સુધારા કર્યા. દેશીઓને પોતાની લાયકાત મુજબ ઉંચી જગાઓ આપવા માંડી. એને લીધેજ હાલ દેશીઓ સરકારી નોકરીમાં ઉંચી પાયરીઓ ભોગવે છે. તે ઉપરાંત મોટાં મોટાં શહેરોમાં તેણે **અંગ્રેજી** શાળાઓ સ્થાપી, જેથી દેશીઓ અંગ્રેજી ભાષા શીખી પોતાની લાયકાત વધારી શકે. હાલ હિંદુસ્તાનમાં દરેક સ્થળે વસતા લોકો પોતાના વિચારોની **અંગ્રેજી** મારફત આપલે કરી શકે છે. તેને માટે આપણે તેના આભારી છીએ. આ પ્રમાણે હિંદુસ્તાનની સેવા કરી તે ઇંગ્લાંડ પાછો ફર્યો. સને ૧૮૩૯ માં ૬૫ વરસની વયે તે મરણ પામ્યો.

---

## ૬૩. સીખ લોકો અને રણજીતસિંહ.

પંદરમા સૈકામાં જ્યારે હિંદુ અને મુસલમાન પ્રજા વચ્ચે યુદ્ધો થયા કરતાં, તે અરસામાં સને ૧૪૬૯ માં **નાનક** નામના એક પુરુષનો જન્મ થયો. તે મોટો થયો ત્યારે મુસલમાન અને હિંદુ ધર્મનું સમાધાન કેવી રીતે થાય તે સંબંધી વિચાર કરવા લાગ્યો. અંતે તે એજ નિર્ણય ઉપર આવ્યો કે સઘળાં પ્રાણીઓનો સરજનહાર અનાદ્યનંત ઈશ્વર એક છે, તેથી મુસલમાન

તથા હિંદુઓએ હળીમળીને ચાલવું જોઇએ. તેણે હિંદુઓને કહ્યું કે **"તમે મૂર્તિપૂજા તથા નાત-જાતના ભેદ કાઢી નાખો, અને એકજ ઇશ્વરની ભક્તિ કરો."** તેજ પ્રમાણે મુસલમાનોને ઉપદેશ આપી તેણે કહ્યું કે **"ગાયનો વધ તમારે કરવો નહિ, અને બીજા પંથના લોકોને હેરાન-ગતિ કરવી નહિ."** આ પ્રમાણે તેણે એક નવો પંથ સ્થાપ્યો. તેમાં હિંદુ અને મુસલમાન બંને જોડાયા. તેઓ પોતાને **સીખ** કહેવડાવવા લાગ્યા, અને **નાનક**ને પોતાના ગુરુ તરીકે તેમણે સ્વીકાર્યો.



રણજીતસિંહ.

સને ૧૫૩૫ માં નાનકનું મૃત્યુ થયું. એના પછી ચોથા ગુરુ **રામદાસે અમૃતસર** સ્થાપ્યું, અને પાંચમા ગુરુએ પોતાની પહેલાંના ગુરુઓનાં વચનામૃતોના સંગ્રહને **ગ્રંથસાહેબ**નું નામ આપી દેવસ્થાનમાં તેનીજ પ્રતિષ્ઠા કરી. છઠ્ઠા ગુરુ **ગોવિંદે** તરવાર હાથમાં લઈ સીખોને શિકારી અને માંસાહારી બનાવ્યા, તથા મોગલો સામે લડવા માંડ્યું. તેમનામાં ધર્મના ઐક્યનું બીજ રોપાયું, અને ધીમે ધીમે રાજ્યવ્યવસ્થા તથા લડાયકવૃત્તિ અને કેળવણી પણ દાખલ થયાં. ધીમે ધીમે **સીખ** લોકોએ **સતલજ** અને **જમના**ના પ્રદેશમાં કિલ્લાઓ બાંધ્યા, અને **મોગલાઇ**ની પડતીનો લાભ લઈ પ્રથમ **સરહિંદ** અને **લાહોર**ના પ્રાંતો જીત્યા. પછીનાં વીસ વર્ષમાં **કાશ્મીરથી મુલતાન** સુધીનો મુલક તેમના હાથમાં આવ્યો. ઇ. સ. ૧૬૯૭ માં **કાબુલના ઝમાનશાહે રણજીતસિંહ** નામના એક તરુણ સરદારને રાજાનો ઇલ્કાબ આપ્યો.

**રણજીતસિંહ** સીખ લોકોનો સૌથી બળવાન સરદાર હતો. તે **સિંહ** જેવો બહાદુર હતો, તેથી સર્વ તેને **'પંજાબનો સિંહ'** કહેતા હતા. તેણે **સીખ** સરદારોને હરાવી તેમને પોતાના પક્ષમાં લીધા, અને પોતાનું બળ વધાર્યું. લશ્કરને તાલીમ આપવા માટે ફ્રેંચ તથા ઇટાલિઅન સરદારોને તેણે પોતાના રાજ્યમાં રાખ્યા. આથી **સીખ** પ્રજાનું લડાયક બળ ઘણું વૃદ્ધિ પામ્યું.

રણજીતસિંહનું શરીર કદાવર નહોતું; વળી માંદગી ને શીતળાને લીધે તે ઘણો બેડોળ થયો હતો, અને એક આંખ તેણે ગુમાવી હતી. એ ઉપરાંત તેનું ડાબું અંગ લકવાથી શિથિલ થએલું હતું, છતાં તેનામાં શક્તિ અસાધારણ હતી. જ્યારે તે ઘોડે બેસતો, ત્યારે એક કાબેલ લડવૈયા જેવો દેખાતો હતો. તેને જોઇને સઘળાં મનુષ્ય છક થઇ જતાં, અને તેના મુખમાંથી નીકળતા શબ્દ ઝીલી લેતાં.

૪૦ વર્ષ રાજ્ય કર્યું તે દરમિઆન તેણે એવી ચાલાકી અને હોશિયારી બતાવી કે અંગ્રેજ સરકારે તેની સાથે મિત્રાચારી કરી. જીવ્યો ત્યાં સુધી તે અંગ્રેજનો મિત્ર રહ્યો. પરંતુ એના છોકરા **દુલિપસિંહના** વખતમાં **સીખ** લોકોમાં કુસંપ રહ્યો નહિ. સીખ લશ્કર દિનપ્રતિદિન વધીને **સવા લાખ** જેટલું મોટું થયું હતું, અને અંગ્રેજી લશ્કર સાથે પોતાનું બળ અજમાવવા તત્પર થઈ રહ્યું હતું. આથી સીખ સરદારોએ અંગ્રેજો સાથે લડાઈ જોડી.

બે **સીખ** વિગ્રહો થયા. તેમાં સીખ સરદારો બહુ દઢતાથી લડયા. **ફિરોજપુર** અને **ચિલિઅનવાલાની** લડાઇમાં તેમણે ઘણીજ બહાદુરી બતાવી. તેમના ઘણા માણસોની ખુવારી થઈ તો, પણ તેઓ હિંમત હાર્યા નહિ; પરંતુ **ગુજરાતની** લડાઇમાં ભારે તોપખાનું અંગ્રેજ લશ્કરને આવી મળ્યું, અને કંપનિના પાયદળના ધસારા સામે સીખ લશ્કર ટકી શક્યું નહિ. તેમની ઘણી ટુકડીઓ કપાઈ ગઈ, અને અંતે તેમને શરણ થવું પડયું. પંજાબનો મુલક

બ્રિટિશ રાજ્ય સાથે જોડી દઇ તેનો રાજ્યવહીવટ **સર જોન લોરેન્સ**-ના હાથમાં સોંપવામાં આવ્યો. તેણે પંજાબમાં ઘણા સુધારા વધારા દાખલ કર્યાં, અને પરિણામે આખો પ્રાન્ત આબાદ થયો. સીખ સિપાઇઓની અડગ હિંમત અને શુરાતન અંગ્રેજ સરકારે જોયાં હતાં, તેથી તેમને અંગ્રેજ લશ્કરમાં દાખલ કર્યાં. તેઓએ ૧૮૫૭ ના બળવામાં અંગ્રેજ રાજ્યની ઘણી સારી સેવા બજાવી. હમણાંના મહાન યુરોપિયન વિગ્રહમાં પણ પોતાની કીર્તિ જાળવી રાખી બ્રિટિશ લશ્કરની સાથે રહી તેઓ ઘણી બહાદુરીથી લડયા છે.

---

## ૬૪. લૉર્ડ ડેલ્હાઉસી અને દેશી રાજ્યો.

**લૉર્ડ ડેલ્હાઉસીનો** જન્મ સને ૧૮૧૨ ના એપ્રિલની ૧૨ મી તારીખે થયો હતો. એનો પિતા **કેનેડામાં ગવર્નર જનરલ** હતો, તેથી બાલ્યાવસ્થામાં તે ત્યાં ઉછર્યો હતો. દસ વરસની વયે ઇંગ્લાંડ આવી **હેરોની** પ્રખ્યાત શાળામાં વિદ્યાર્થીજીવન ગાળવા લાગ્યો. **માર્કિવસ હેસ્ટિંગ્સે** પણ ત્યાંજ વિદ્યાભ્યાસ કર્યો હતો, તેથી **હિંદુ**-સ્તાનથી તે પાછો આવ્યો, ત્યારે પોતાની નિશાળની તેણે મુલાકાત લીધી. ત્યાં તેનો અને **ડેલ્હાઉસીનો** પ્રથમ મેળાપ થયો. **હેસ્ટિંગ્સે** હેરોની શાળામાં દરેક વિદ્યાર્થીને બબ્બે પૌંડની બક્ષિસ આપી. આથી તરુણ ડેલ્હાઉસીના મગજ પર ઘણી અસર થઈ



લૉર્ડ ડેલ્હાઉસી.

અને તે પણ એવું સારૂં કામ કરી નામના મેળવે એવા દિવસની રાહ જોવા લાગ્યો.

પ્રાથમિક કેળવણી લઇ ઉચ્ચ કેળવણી લેવા તે **ઑાકસફર્ડ** યુનિવર્સિટિમાં દાખલ થયો. ત્યાં પોતાની હોશિયારીથી સઘળાને ચકિત કર્યાં. અંતે સને ૧૮૩૩ માં ત્યાંની ડીગ્રી મેળવી જનસેવા કરવા તે તત્પર થયો. એની કીર્તિ ઘણી ફેલાઈ, અને ૩૫ વરસની યુવાન વયે હિંદુસ્તાનના ગવર્નર જનરલ તરીકે તેની નીમણુક કરવામાં આવી. સને ૧૮૪૮ ના જાન્યુઆરિ માસની ૧૨ મી તારીખે તે કલકત્તે આવી પહોંચ્યો. બોલવા ચાલવાની ઢબ તથા સામાન્ય રીતભાતથી જે કોઈ તેના પરિચયમાં આવતા, તેઓ એને વાસ્તે ઘણો ઉંચો અભિપ્રાય બાંધતા. તેનું માનસિક તથા શારીરિક બળ એટલું તો પ્રબળ હતું, કે આઠ વરસ દરમિઆન ઘણીજ ખંતથી તે પોતાનું કામ બજાવી શકયો. ટુંક સમયમાં હિંદના લાભાર્થે જેટલું એ કરી શકયો, તેનો ચોથો ભાગ પણ બીજો કોઈ કરી શકત નહિ એટલું તો નિર્વિવાદ છે.

**પ્રાત:કાળમાં સૂર્ય ઉગતાં તે હંમેશ ઊઠતો. પોતાના નિત્યકર્મમાંથી પરવારી ૯ વાગે કામ શરૂ કરી સંધ્યાકાળ સુધી તે જરા પણ વિશ્રાંતિ લેતો નહિ. નોકરીને અંગે ટાઢતડકો વેઠવાં પડતાં, ત્યારે તે જરા પણ કંટાળી જતો નહિ. બલકે જેમ શ્રમ વધારે વેઠવો પડતો, તેમ તેનો ઉત્સાહ વધતો, અને એક ચિત્તથી પોતાના કામમાં પ્રવર્તતો.**

તે હિંદમાં આવ્યો ત્યારે હિંદનો ઘણો ભાગ **બ્રિટિશ** સત્તા તળે આવેલો હતો. સઘળે આબાદી માલમ પડતી હતી, અને પ્રજા નિર્ભયપણે પોતાનું કામ કરી શકતી; પરંતુ જે મુલક દેશી રાજાઓના તાબામાં હતો, ત્યાં થોડે ઘણે અંશે ગેરવ્યવસ્થા અને અશાન્તિ દેખાતાં હતાં. તેણે તેવાં રાજ્યોને બ્રિટિશ રાજ્ય સાથે જોડી દેવા નિશ્ચય કર્યો. અયોધ્યાના નવાબની બેદરકારીને લીધે રૈયત ઘણી હેરાન

થતી હતી. **ડેલ્હાઉસીએ** નવાબને તેની રાજનીતિ સુધારવા સૂચવ્યું; પરંતુ તેણે માન્યું નહિ, ત્યારે કંપનિના **ડિરેક્ટરોની** પરવાનગીથી એ રાજ્ય ખાલસા કરવામાં આવ્યું. ત્યાર પછી **સતારા, ઝાંસી, નાગપુર** વગેરે રાજ્યોને **બ્રિટિશ** પ્રદેશ સાથે ભેળવી દેવામાં આવ્યાં. રૈયતને આથી બ્રિટિશ રાજ્યના આશ્રયનો અનહદ લાભ મળ્યો, અને તે સુખચેનમાં દિવસ ગાળવા લાગી.



## ૬૫. લૉર્ડ ડેલ્હાઉસી અને તેણે કરેલા સુધારા.

ઇંગ્લાંડમાં વરાળથી ચાલતાં એન્જિનોની શોધ થઈ હતી, અને ઠામઠામ લોઢાની સડકો મારફતે મુસાફરો આગગાડીમાં બેસી ઘણી ઝડપથી એક સ્થળેથી બીજે સ્થળે દૂર દેશાવર જઇ શકતા હતા. તે ઉપરાંત ત્યાં તારનાં દોરડાં નાખવામાં આવ્યાં હતાં. તેની મારફતે લોકો એક ગામથી બીજે ગામ સંદેશા મોકલાવતા હતા. **ડેલ્હાઉસી**-ના અમલ દરમિઆન ઉત્તર તેમજ દક્ષિણ **હિંદુસ્તાન બ્રિટિશ** સત્તા નીચે આવ્યો હતો. ઉત્તરની પ્રજા દક્ષિણની પ્રજાના ગાઢા સંબંધમાં આવે, તથા પોતાના માલની આપલે કરી શકે, એવા હેતુથી હિંદુસ્તાનમાં આવાં સાધનો ડેલ્હાઉસીએ પ્રથમ દાખલ કર્યાં. આજથી આસરે ૭૫ વરસ ઉપર તેણે પ્રથમ અહીં લોઢાની સડકો નંખાવી, અને આજે ૩૦,૦૦૦ થી પણ વધારે માઈલની રેલવેની સડકો બંધાઈ ગઇ છે. હાલ તારનાં દોરડાં મારફત આપણે ઘણી ઝડપથી દૂર દેશાવર સંદેશા મોકલાવી શકીએ છીએ, તેથી પણ આપણે તેને આભારી છીએ.

અસલના વખતમાં **ટપાલખાતું** નહોતું, અને માણસો ખેપીઆ મારફતે કાગળો મોકલાવતા હતા. તેમાં બહુ મુશ્કેલીઓ વેઠવી પડતી હતી. **લૂટારા** ખેપીઆને માર્ગમાં લૂંટી લેતા, અને રેલવે ગાડીઓ તે વખતે બંધાઇ નહોતી, તેથી તેમને દૂર દેશ જતાં ઘણા દિવસ વીતી જતા.


લૉર્ડ ડેલ્હાઉસીના
વખતનું બ્રિટિશ હિંદ.
ઈ. સ. ૧૮૫૬
રજપુતાના
સિંધ
ગુજરાત
મુંબઈ
નિઝામનો
મુલક
મદ્રાસ
મ્હૈસુર
M.A.G.

**લૉર્ડ ડેલ્હાઉસીએ ટપાલખાતું કાઢયું.** હાલ અર્ધા આનાની કિંમતે હિંદુસ્તાનને એક છેડેથી બીજે છેડે સુધી એટલે લગભગ ૨૦૦૦ માઇલ સુધી કાગળદ્વારા આપણે સંદેશા મોકલાવી શકીએ છીએ. આ ઉપરાંત એના અમલ દરમિઆન બીજા ઘણા સુધારા કરવામાં આવ્યા. તેણે ઘણી નવી શાળાઓ ઉઘાડી, અને તેમાં દેશી તથા અંગ્રેજી ભાષાનું શિક્ષણ મળી શકે એવી સર્વ ગોઠવણ કરી. હાલ ૨,૦૦,૦૦૦ થી પણ વધારે નિશાળો છે. તેનો લાભ અસંખ્ય બાળકો આનંદપૂર્વક લે છે. વળી એણે જનસમાજના લાભાર્થે ઘણે સ્થળે નહેરો ખોદાવી. **ગંગા** નદીની નહેર દુનિયામાં મોટામાં મોટી છે. જે પ્રદેશમાંથી તે વહે છે, તેમાં પાક પુષ્કળ થાય છે, અને પ્રજા તથા ઢોરને કોઇ પણ પ્રકારે દુઃખ ભોગવવું પડતું નથી.

આવાં સાધનોથી **હિંદુસ્તાન**ના જુદે જુદે સ્થળે વસતા લોક એક બીજા સાથે ગાઢા પરિચયમાં આવ્યા, વેપારમાં વૃદ્ધિ થઈ, **મદ્રાસ**ના વેપારીઓ **મુંબઇ**ના વેપારીઓ સાથે વેપાર ચલાવવા લાગ્યા, અને **મુંબઇ**નો માલ **પંજાબ** અને **બંગાળા**માં જવા માંડયો. વેપાર-રોજગારમાં તથા દુકાળના સમયમાં આગગાડી એક ઇશ્વરી બક્ષિસ સમાન થઈ પડી છે. ટુંકામાં કહીએ તો આખા **હિંદુસ્તાન**માં અને લોકોમાં જાગૃતિ થઇ માંહોમાંહેના કજીઆકંકાસ વિસરી ગયા.

આ સઘળાં સુખનાં સાધનો અને તેનાં પરિણામ વાસ્તે આપણે સર્વ **લૉર્ડ ડેલ્હાઉસી**ના આભારી છીએ. આઠ વરસ દરમિઆન અથાગ મહેનત લઈ દેશમાં સુવ્યવસ્થા કરી; તેમાં તેને ઘણી વિટંબણા પડી, પણ તેની તેણે જરાએ દરકાર કરી નહિ. પોતાની વહાલી સ્ત્રી સને ૧૮૫૩માં મરણ પામી, અને ત્યાર પછી એના શરીરની સ્વસ્થતા જળવાઇ નહિ. ડાકટરોએ એને હોદ્દાનું રાજીનામું આપવા સલાહ આપી, ત્યારે તેણે કહ્યું, કે **"જે કામ મેં માથે લીધું છે તે મારે પરિપૂર્ણ કરવું જોઇએ, અને ઇશ્વર ઉપર ભરોસો રાખી હજી હું અહીં**

**રહેવાના દૃઢ નિશ્ચય ઉપર છું."** ત્યાર પછી આગલી વાર્તામાં કહ્યા મુજબ તેણે **અયોધ્યાનો** મુલક સને ૧૮૫૬ ના ફેબ્રુઆરિ મહીનામાં **બ્રિટિશ** રાજ્ય સાથે જોડી દીધો. પોતાની તબીઅતમાં વધારે બગાડો થવાથી તેણે ફેબ્રુઆરિ મહીનાની છેલ્લી તારીખે પોતાની જગાનું રાજીનામું આપ્યું, ત્યારે તેણે કહ્યું કે **"આ મહીનો ૨૯ દિવસનો છે, એટલું સારૂં છે; કારણ કે હવે એક બે દિવસ પણ વધારે ટકવાની મારામાં શક્તિ નથી."** હિંદુસ્તાનની આબોહવા એને માફક આવી નહિ, છતાં તેણે પોતાનું કામ એક નિષ્ઠાથી કર્યું. પરિણામે એનું શરીર તદન નિર્બળ થઇ ગયું. ઈંગ્લાંડ ગયા પછી ચાર વરસમાં ૪૮ વર્ષની વયે તે મરણ પામ્યો.

## ૬૬. ૧૮૫૭ નો બળવો અને દિલ્હીનો ઘેરો.

**લૉર્ડ ડેલ્હાઉસી** પછી **લૉર્ડ કેનિંગ** ગવર્નર જનરલના ઓદ્ધા ઉપર આવ્યો. તેના અમલ દરમિઆન દેશી સિપાઇઓએ **બળવો** કર્યો. **લૉર્ડ** ડેલ્હાઉસીએ લોકકલ્યાણ વાસ્તે ઘણા ફેરફાર અને સુધારા કર્યા હતા; પરંતુ લોકો અશિક્ષિત હોવાથી તેમને આ સુધારા ગમ્યા નહિ. આગગાડી અને તારનાં દોરડાંથી તેઓ ભયભીત થવા લાગ્યા. તેઓ તો એમજ માનતા હતા, કે લોઢાની સડકો અને તારનાં દોરડાંથી **બ્રિટિશ** સરકાર દેશને બાંધી લેવા ધારે છે, અને અંગ્રેજી ભાષા શાળાઓમાં દાખલ કરી બધાને **ખ્રિસ્તી** કરવાનો તેમનો ઈરાદો છે; વળી સરકારે ખાલસા કરેલાં રાજ્યોએ આ મતને પુષ્ટિ આપી અસંતોષમાં વધારો કર્યો. તેઓ એવી આશા રાખવા લાગ્યા, કે જો દેશમાં બળવો થાય, અને બ્રિટિશ સત્તા થોડી ઘણી નરમ પડે, તો તેનો લાભ લઇ તેઓ પોતપોતાનું રાજ્ય પાછું પ્રાપ્ત કરી શકે.

બળવાખોરોના મદદગારોમાં છેલ્લા પેશ્વા **બાજીરાવનો** દત્તક પુત્ર **નાનાસાહેબ** અગ્રેસર હતો. અંગ્રેજ સરકારે તેનું પેન્શન બંધ કર્યું

હતું, તેથી તે મનમાં તેમની સામે **વૈરભાવની** લાગણી રાખતો હતો; વળી **મોગલ** વંશનો છેલ્લો રાજા **મહંમદ બહાદુરશાહ** એવી ઉમેદ ધરાવતો હતો, કે બળવાને પરિણામે તેને તેના પૂર્વજોની ગાદી પાછી મળે, અને મોગલ પાદશાહ થઇ દિલ્હીની ગાદી પર તેનાથી તખ્તનશીન થવાય. અયોધ્યાનો નવાબ તથા **ઝાંસીની** રાણી પણ આ સામાન્ય ઉશ્કેરણી અને અશાન્તિનો લાભ લેવા ચૂકયાં નહિ.

આવા સંજોગોમાં દેશી **સિપાઇઓને** અસંતોષનું એક બીજું નવું કારણ મળ્યું. નવી જાતની બંદુકો તેમને આપવામાં આવી, તેમાં જે ટોટી મૂકવાની હતી, તેને ગાય તથા ડુક્કરની ચરબી લગાડેલી છે, એવી વાત **બંગાળા** અને ઉત્તર **હિંદુસ્તાનમાં** ફેલાઈ. આથી મુસલમાન તથા હિંદુ સિપાઇઓનાં દીલ દુખાયાં, અને તેઓ પોતાના અમલદારોની સામા થયા, તથા અયોગ્ય વર્તણુક ચલાવી.

**બહેરામપુરની** છાવણીમાં એક દેશી પલટણ રહેતી હતી. એણે ૧૯ મી ફેબ્રુઆરિ સને ૧૮૫૭ માં બળવો કર્યો, અને અંગ્રેજ અમલદારોના બંગલાઓ સળગાવી મૂકયા. આ વાત એક સ્થળેથી બીજે સ્થળે પ્રસરી, અને તેનો ચેપ **મીરતની** છાવણીને પણ લાગ્યો. **મીરતની** પલટણ સાથે બીજી પલટણના સિપાઇઓ તેમજ બીજા બળવાખોરો જાગ્યા. તેમણે અંગ્રેજ અમલદારો તથા તેમનાં બૈરાંછોકરાંને કતલ કર્યા, બંગલાઓ બાળી મૂકયા, અને પછી સર્વે મોગલ પાદશાહની રાજધાની દિલ્હી તરફ વળ્યા.

તા. ૧૧મી **મેની** સવારમાં બળવાખોરો **દિલ્હી** શહેરમાં પેઠા. તેમણે અંગ્રેજ અમલદારોને અને તેમની સ્ત્રીઓને કતલ કર્યાં. મોગલ પાદશાહને તખ્તનશીન કરી તેની આણ ફેરવી, અને દારૂગોળાના ખજાના ઉપર ધસારો કર્યો. આ પ્રમાણે દિલ્હી શહેર બળવાખોરોને હાથ ગયું. આ વાતની ખબર પડતાં **મીરતથી** થોડુંક અંગ્રેજ લશ્કર સાંજ થતાં પહેલાં આવી પહોંચ્યું. પરંતુ બળવાખોરોના

પ્રમાણુમાં એ લશ્કરને એમને એમ બેસી રહેવું પડયું. આખરે બહાદુર **નિકલ્સન**ની સરદારી નીચે **પંજાબ**થી કેટલુંક **અંગ્રેજો**નું તથા **સીખ** અને **ગુરખાઓ**નું લશ્કર અસાધારણ ઝડપથી કૂચ કરીને આવી પહોંચ્યું, અને **દિલ્હી** પર હલ્લો કરવાનો નિશ્ચય કર્યો.

અંગ્રેજોએ શહેરના કોટ ઉપર તોપનો મારો ચલાવ્યો. તેમના પ્રત્યુત્તરમાં સિપાઈઓએ પણ બંદુકો ફોડવા માંડી. અંતે ખાઇમાં સીડી ગોઠવી દેવામાં આવી, અને **નિકલ્સન** સૌથી પહેલો ખાઈમાં ઉતરી સીડી ચઢી કોટ ઉપર જઈ ઉભો. આથી એના લશ્કરમાં હિંમત આવી, અને તે પણ તેની પાછળજ ચઢયું. કેટલાક **અંગ્રેજ** સિપાઇઓ જુદે જુદે ઠેકાણે ધસારો કરવા લાગ્યા, અને શહેરના દરવાજા દારૂગોળાથી ઉડાડી તેમાં દાખલ થયા. આમ પોતાની ફરજ બજાવતાં અનેક નરવીરો પડયા. **નિકલ્સન** પોતાના લશ્કરને મોખરે ગોળીથી ઘવાયો. ૭ દિવસ સુધી દિલ્હીમાં ભારે જંગ મચ્યો. અંતે બ્રિટિશ લશ્કરને ફતેહ મળી. **મોગલ પાદશાહ** પકડાયો, અને તા. ૨૭ મી સપ્ટેમ્બરે દિલ્હી પુરેપુરૂં **અંગ્રેજો**ના હાથમાં આવ્યું.

દિલ્હીમાં ઘેરો ચાલતો હતો, તે દરમિઆન **કાનપુર** અને **લખનૌ**માં બળવો અસાધારણ જોસથી સળગી ઊઠયો. **કાનપુર**માં **નાનાસાહેબે** સેંકડો **અંગ્રેજ** પુરુષોને, અબળાઓને, અને બાળકોને અતિ ઘાતકી રીતે વિશ્વાસઘાત કરીને કતલ કરી નાખ્યાં, તેમનાં મડદાં તેણે **કાનપુર**ના એક કુવામાં નાખ્યાં, અને **અંગ્રેજ** લશ્કર સામે લડવા તે તપ્તર થયો. પરંતુ **બ્રિટિશ** લશ્કર જ્યારે **કાનપુર** નજીક આવી પહોંચ્યું, ત્યારે તે હિંમત હાર્યો અને નાસી ગયો. તે ક્યાં ગયો અને તેનું શું થયું તે વિષે ખરી હકીકત બહાર આવી નથી, પણ નેપાળના જંગલોમાં રવડીરઝળી મરી ગયો એવું ધારવામાં આવે છે. **ઝાંસીની શૂરવીર રાણી** લડાઇમાં પુરુષને વેશે લડતી મરાઈ, અને નાનાસાહેબનો સેનાપતિ **તાત્યાટોપી** કેદ પકડાયો, અને આખરે

એને ફાંસી દેવામાં આવી. આ પ્રમાણે બળવો દાબી દેવામાં આવ્યો, અને દેશમાં સર્વત્ર શાંતિ પ્રસરી રહી. આ બળવો '**સિપાઇઓનો બળવો**' એ નામથી ઇતિહાસમાં ઓળખાય છે; કારણ કે બળવામાં દેશી સિપાઈઓએજ ભાગ લીધો હતો. **હિંદુસ્તાનની** પ્રજાએ **બ્રિટિશ** રાજ્યના ફાયદા અનુભવ્યા હતા, તેથી તે તદ્દન અલગ રહી હતી. **પંજાબ પ્રાન્ત** માત્ર થોડા સમય ઉપરજ જીતી લેવામાં આવ્યો હતો, તોપણ **સીખ** લોકો અંગ્રેજ સરકાર પ્રત્યે ઘણા વફાદાર રહ્યા. તેમણે બળવામાં જરા પણ ભાગ ન લીધો એટલુંજ નહિ, પણ બ્રિટિશ સરકારને કીમતી મદદ આપી.

બળવા પછી **હિંદુસ્તાનની** રાજપદ્ધતિમાં ફેરફાર કરવામાં આવ્યો. **હિંદુસ્તાન** પરથી **ઇસ્ટ ઇંડિઆ કંપનિની** હકુમત કાઢી નાખી ઇંગ્લાંડની **પાર્લમેન્ટે** સઘળો વહીવટ પોતાના હાથમાં લીધો. ઇ. સ. ૧૮૫૮ માં ઇંગ્લાંડની રાણી **વિક્ટોરિઆ હિંદુસ્તાન**-નાં પણ રાણી થયાં. તેમણે હિંદમાં સર્વ ઠેકાણે જાહેર કર્યું, કે **"મારા રાજ્ય દરમિઆન હિંદુ કે મુસલમાન સર્વે સાથે એક સરખી રીતે વર્તવામાં આવશે. જ્ઞાતિ કે ધર્મની બાબતમાં કોઇને હેરાનગતિ થશે નહિ. બધાને સમાન હક મળશે, અને એક સરખા કાયદાથી બધાનો ન્યાય થશે."** આ શબ્દોથી દરેક **હિંદ**નિવાસીના હૃદયને શાંતિ થઈ, અને તે



મહારાણી વિક્ટોરિઆ.

ભલાં રાણીને સર્વ અંતઃકરણપૂર્વક ચાહવા લાગ્યા. મહારાણી પોતે હિંદુસ્તાનમાં રહી શકે નહિ, તેથી પોતાને બદલે રાજ્ય કરવા સારૂ પોતાના પ્રતિનિધિ તરીકે ઉંચી પદવીના ઉમરાવને મોકલવો એવું તેમણે નક્કી કર્યું. એવા ઉમરાવને **વાઈસરોય** કહે છે. આથી **લૉર્ડ કેનિંગ હિંદુસ્તાનનો પહેલો વાઈસરોય** થયો. ઇ. સ. ૧૮૭૭માં **વિક્ટોરિઆએ કૈસરે હિંદનો** ખિતાબ ધારણ કર્યો, અને પોતાના વાઈસરોય મારફત ઘણી ઉત્તમ રીતે રાજ્ય કરવા માંડ્યું; પરંતુ ઇ. સ. ૧૯૦૧ના જાન્યુઆરિ માસમાં આ ભલાં અને માયાળુ રાણી દેવલોક પામ્યાં. તેમના મરણની ખબર બ્રિટિશ સામ્રાજ્યમાં ફેલાઇ, ત્યારે સર્વ ઠેકાણે શોક વર્તાઈ રહ્યો, અને અદ્યાપિ મહારાણીના ઉત્તમ ગુણોની છાપ દરેક હિંદવાસીના અંતઃકરણમાં ઉંડી પડેલી છે.

## ૬૭. લૉર્ડ રિપન અને બ્રિટિશ રાજ્યથી થતા લાભ.

લૉર્ડ **કેનિંગ** પછી અત્યાર સુધીમાં ૧૫ **વાઇસરોય** હિંદમાં અમલ કરી ગયા છે. **વૉરન હેસ્ટિંગ્સે** બ્રિટિશ રાજ્યની બરાબર વ્યવસ્થા કરવા પ્રયત્ન કર્યો હતા, તે તમે આગળ વાંચી ગયા છો. જિલ્લાઓમાંથી કરવેરા ઉઘરાવવા તેણે **કલેક્ટરો** નીમ્યા હતા, તેમના ઉપર હાલ **કમિશનરો** મૂકવામાં આવે છે. તેઓ પ્રાંતના સુબાઓ હોઈ તે ઉપર અમલ ચલાવે છે. તેમના ઉપર દેખરેખ રાખવા **ગવર્નર** અને **વાઇસરોય** હોય છે. તેઓ પોતાની **કાઉન્સિલની** મદદથી આખા **હિંદુસ્તાનનો** કારભાર ચલાવે છે.

**વૉરન હેસ્ટિંગ્સ** પછીના ગવર્નર જનરલોએ હિંદુસ્તાનમાં બ્રિટિશ હદ વધારી, અને ધીમે ધીમે તેઓ અહીંના વતનીઓને ઉંચી પદવીઓ આપવા લાગ્યા. **લૉર્ડ વિલિયમ બેન્ટિકે** દેશીઓને તેમની લાયકી અને યોગ્યતા પ્રમાણે મોટી મોટી જગાઓ આપી. **લૉર્ડ ડેલ્હાઉસીએ** તેના અમલ દરમિઆન ઘણી અંગ્રેજી શાળાઓ ઉઘાડી, અને તેથી અહીંના વતનીઓ ઉંચી કેળવણી લેવા ભાગ્યશાળી થયા.

તેના મરણ પછી આસરે ૨૫ વર્ષે એટલે ઇ.સ.૧૮૮૦ માં **લૉર્ડ રિપન** નામનો **વાઈસરૉય** હિંદમાં આવ્યો. તેને લાગ્યું કે હિંદી પ્રજાએ ધીમે ધીમે પોતાના દેશના રાજકારભારમાં ભાગ લેતાં શીખવું જોઇએ.

શરૂઆતના પગલા તરીકે દેશીઓએ પોતપોતાના ગામનો વહીવટ ચલાવવો એવું એણે નક્કી કર્યું. મોટાં શહેરોમાં **સુધરાઈ** ખાતાં તેણે સ્થાપ્યાં, અને શહેરીઓને તેનો વહીવટ ચલાવવાનો અધિકાર આપ્યો. ત્યારથી શહેરના લોક તે વહીવટ પોતાના પ્રતિનિધિ મારફતે ચલાવે છે. સુધરાઇ ખાતાં પોતાનું કામ સારી રીતે બજાવી શકે, તેટલા માટે **લૉર્ડ રિપને** તેમને કરવેરા વગેરે ઉઘરાવવાની સત્તા આપી. તેઓ હાલ ઘરવેરો, જમીનવેરો, બાજરૂવેરો વગેરે લે છે. તેમાંથી જનસુખાકારીનાં સાધનો પૂરાં પાડે છે. જેમ ગામ કે શહેરની સુખાકારી જાળવવા વાસ્તે સુધરાઈ ખાતાં સ્થાપવામાં આવ્યાં છે, તેમ તાલુકા અને જિલ્લાઓની દેખરેખ રાખવા માટે **લોકલબોર્ડ** (સ્થાનિક મંડળો) સ્થાપવામાં આવે છે; બોર્ડના સભ્યો ગામડાના લોકોની જરૂરિઆતો ઉપર ધ્યાન આપી તેમનાથી બને તેટલી મદદ આપે છે. છેલ્લાં વીસ વર્ષમાં શહેરો ઘણાં સુધર્યાં છે, જળાશયો અને ગટરો ઘણે સ્થળે બંધાયાં છે, અને એકંદરે શહેરોની સુખાકારી ઘણી સારી થઈ છે.



લૉર્ડ રિપન.

આ પ્રમાણે પોતપોતાનાં ગામ, તાલુકા, અને જિલ્લાનો વહીવટ બરાબર કરી શકે એવી કુશળતા હિંદનિવાસીમાં આવે, તો ધીમે ધીમે

પોતાના દેશના રાજકારભારમાં પણ ભાગ લેતાં તેઓ શીખશે, એવું લૉર્ડ રિપનનું માનવું હતું. ઇ. સ. ૧૯૦૫ માં લૉર્ડ મિન્ટો વાઇસ-રૉય નિમાયા. તેમણે પોતાની ધારાસભામાં પ્રજાના ચુંટાએલા પ્રતિનિધિઓની સંખ્યા અને પ્રમાણમાં વધારો કર્યો. વળી વાઇસરૉય અને ગવર્નરની કારોબારી સભામાં એક હિંદી સભાસદ નિમાવવાની પહેલ પણ તેમણે કરી. આવા સુધારા પ્રાંતિક સભાઓમાં પણ તેજ સમયે કરવામાં આવ્યા. આથી લૉર્ડ રિપનની ઈચ્છાનુસાર હિંદી પ્રજા રાજકારભારમાં ભાગ લેવા લાગી છે.

હિંદુસ્તાનના રાજવહીવટમાં સમયને અનુસરીને ઘણા સુધારા-વધારા કરવામાં આવે છે. જંગલોની પૂરતી દેખરેખ માટે મોટા મોટા અમલદારો નીમવામાં આવે છે. તેઓ જંગલોમાં લાકડાં વગેરેનો કેમ સદુપયોગ થાય, તે બાબત પર પૂરતું લક્ષ આપે છે. તે ઉપરાંત દેશમાં સુલેહશાન્તિ જાળવવા પોલિસ અમલદારો રાખવામાં આવે છે. તેઓ ગુનેગારને પકડે છે, અને તેમને યોગ્ય શિક્ષાએ પહોંચાડે છે. ન્યાયને વાસ્તે અદાલતો હોય છે, તેમાં વાજબી ન્યાય આપવામાં આવે છે. ન્યાયાધીશો પૈસાવાળા કે રાજ્યાધિકારીનો પક્ષ કે લાગવગ લેશ માત્ર પણ ધ્યાનમાં લેતા નથી. આથી બ્રિટિશો તેમની ન્યાયવૃત્તિ વાસ્તે ઘણાજ પ્રસિદ્ધ થયા છે. વળી દેશનાં બાળકો અને મોટી વયનાં છોકરાંની કેળવણી ઉપર ધ્યાન આપવા માટે બ્રિટિશ સરકારે કેળવણી ખાતું ખોલ્યું છે; તેમાં ઇન્સ્પેક્ટરો અને બીજા અમલદારો કેળવણીની અગત્ય વિચારી કેળવણીના પ્રચાર વાસ્તે બહુ પ્રયત્ન કરે છે. આ ઉપરાંત બીજાં ઘણાં ખાતાંઓ હોય છે. તેમાં હંમેશ લોકોપયોગી કામ નિયમિત થયાં કરે છે.

ઉપર કહેલા અમલદાર તથા તેના હાથ નીચેના માણસોને સરકાર પગાર આપે છે. તે ઉપરાંત સામાજિક સંસ્થાઓ જેવી કે નિશાળો, દવાખાનાં વગેરેનાં બાંધકામ પર ઘણો ખર્ચ થાય છે. તે માટે નાણાંની જરૂર પડે છે. નાણાં રૈયતેજ પુરાં પાડવાં એ સ્વાભાવિક છે; કારણ

કે તેના લાભ માટેજ એ પૈસા વપરાય છે. આ ઉપરથી બ્રિટિશ સરકાર શા માટે મહેસુલ ઉઘરાવે છે, તથા કેટલાક કરો રૈયત પર નાખે છે, તે તમારા સમજવામાં આવ્યું હશે. અસલના વખતમાં રાજાઓ સઘળા મહેસુલનો ઉપયોગ પોતાના મોજશોખનાં સાધનોમાં કરતા હતા. જો કોઈ રાજા તેનો થોડો ઘણો ભાગ લોકોપયોગી કામમાં વાપરતો, તો તે રાજા ઘણો સારો તથા ભલો કહેવાતો. પરંતુ બ્રિટિશ રાજ્યપદ્ધતિમાં રૈયતનો પૈસો રૈયતનાજ ઉપયોગમાં વપરાય છે. એક રીતે આપણે એકત્ર કુટુંબમાં રહેનારાં મનુષ્યના જેવા છીએ; આપણાં સુખ અને આબાદી વાસ્તે આપણે દરેક પોતપોતાનો ફાળો એક સામટા ભંડોળમાં આપીએ છીએ.

## લૉર્ડ મિન્ટો અને લૉર્ડ હાર્ડિંજ.

મહારાણી વિકટોરિઆના મરણ પછી તેમના વડા પુત્ર જેઓ **વેલ્સના શાહજાદા** કહેવાતા હતા, તેઓ ઇંગ્લાંડના રાજા અને હિંદુસ્તાનના શહેનશાહ ૭ મા એડવર્ડ તરીકે ગાદીએ આવ્યા. તેમણે ૯ વરસ સુધી મહાન અને ભલા રાજા તરીકે રાજ કર્યું. તેમના રાજ દરમિઆન હિંદુસ્તાનની રાજનીતિમાં થોડોક ફેરફાર થયો. **લૉર્ડ મિન્ટો** અને હિંદી **પ્રધાન લૉર્ડ મોર્લીએ** મહારાણી વિકટોરિઆની ઇચ્છા પ્રમાણે શહેનશાહ **એડવર્ડના** હુકમથી હિંદુસ્તાનના રાજકારભારમાં ઘણા સુધારા કર્યા. વાઇસરોયની કાઉન્સિલમાં



સાતમા એડવર્ડ.

હિંદના વિદ્વાન પુરુષો બેસી રાજવહીવટમાં ભાગ લેતા થયા છે એ તેમનોજ પ્રતાપ છે. અસલના વખતમાં રાજકીય કામકાજમાં રૈયતનો અભિપ્રાય કે મત કોઈ રાજા લેતો નહિ. રાજાની મરજી તેજ કાયદો હતો; પરંતુ હાલ કાઉન્સિલમાં જે કાયદા ઘડાય છે, તેમાં હિંદની પણ સંમતિ તેના ચૂંટી કાઢેલા પ્રતિનિધિ મારફત લેવાય છે.

**લૉર્ડ મિન્ટો પછી લૉર્ડ હાર્ડિંજ** નામના વાઈસરોય આવ્યા. હિંદ અને તેની પ્રજા વાસ્તે તેમને ઘણી લાગણી હતી, તેથી તેઓ ઘણા લોકપ્રિય થયા. તેમણે હિંદની પ્રજાને જણાવ્યું હતું કે "**કેળવણીનો બહોળો પ્રચાર થાય તથા જનસુખાકારી વધે, એવા ઉપાય હું મારા અમલ દરમિઆન લેવા ધારૂં છું, અને હું આશા રાખું છું કે એ બંને કામમાં દરેક હિંદનિવાસી તરફથી મને પૂરતી મદદ મળશે.**" તેમનાં વચન પ્રમાણે તેમણે યોજનાઓ ઘડી કાઢી, અને આજે તેનાં મીઠાં ફળ આપણે ચાખીએ છીએ.

લગભગ એ અરસામાં આપણા ભલા અને માયાળુ શહેનશાહ **સાતમા એડવર્ડ** સ્વર્ગવાસ પામ્યા. તેમની પછી તેમના પુત્ર, અને વિકટોરિઆના પૌત્ર **મહારાજાધિરાજ પાંચમા જયોર્જ** ગાદીનશીન થયા. તેમના મનમાં હિંદને વાસ્તે ઘણોજ પ્રેમ હતો, અને હજુ પણ છે; તેથી ઈંગ્લાંડમાં રાજ્યાભિષેકની ક્રિયા પૂરી થઇ એટલે તેમને વિચાર થયો, કે હિંદુસ્તાનના શહેનશાહ તરીકેનો મારો રાજ્યાભિષેક હિંદુસ્તાનમાં મારી



પાંચમા જયોર્જ.

પ્રજા આગળ થવો જોઇએ. આથી **શહેનશાહ બાનુ મેરીને** લઇ મુસાફરી કરી તેઓ **દિલ્હી** આવ્યા, અને ત્યાં તેમણે એક ભવ્ય દરબાર ભર્યો.

સઘળા **હિંદી** રાજાઓ, જમીનદારો, પ્રતિષ્ઠિત પુરુષો, અને સંખ્યાબંધ માણસો દરબારમાં ભાગ લેવા ગયાં. ત્યાં શહેનશાહ પ્રત્યે વફાદારીની લાગણી તેમણે જાહેર કરી. **શહેનશાહ પંચમ જ્યોર્જ** ઇંગ્લાંડથી રાજ્યાભિષેકની ક્રિયા વાસ્તે આટલે દૂર આવ્યા, તેથી સઘળા હિંદનિવાસીના મન ઉપર ઘણીજ ઉંડી અસર થઇ. તેમને ખાતરી થઇ કે **શહેનશાહને** તેમના હિત માટે ઘણોજ ઉત્સાહ છે, અને **હિંદુસ્તાન બ્રિટિશ** સામ્રાજ્યનો એક અગત્યનો ભાગ છે એમ તેઓ ગણે છે. દરબારમાં શહેનશાહે જણાવ્યું, કે "**હિંદુસ્તાનનું** પાટનગર જે અત્યાર સુધી **કલકત્તા** હતું તે **દિલ્હીને** ગણવું. **હિંદુસ્તાનનું** ભવિષ્ય ઘણું ઉજ્જવળ છે અને આગળ જતાં **બ્રિટિશ** સામ્રાજ્યનું તે એક ઉપયોગી અને અગત્યનું અંગ થશે." પ્રભુ આ આશા સફળ કરો, અને તેમની શુભ વાંચ્છના પાર પાડવાને તેમને દીર્ઘાયુ બક્ષો. અસ્તુ !

---

## ૬૯. લૉર્ડ હાર્ડિંજ અને મહાન યુરોપીય વિગ્રહ.

**લૉર્ડ હાર્ડિંજ**ના અમલના અંતમાં યુરોપીય મહાન વિગ્રહ સળગી ઉઠયો. તેમાં **ફ્રાંસ**, **રશિઆ**, ઇંગ્લાંડ અને બીજા કેટલાક દેશોનાં સંયુક્ત લશ્કરો **જર્મનિ**, **ઑસ્ટ્રિઆ** અને **તુર્કી** સામે લડયાં.



લૉર્ડ હાર્ડિંજ.

**લડાઇનું કારણ**—**ઑસ્ટ્રિઆ**ના રાજકુંવરનું **સર્વિઆ**ની હદમાં ખૂન થયું, તેથી સર્વિઆ અને ઑસ્ટ્રિઆ વચ્ચે લડાઇ સળગી. જર્મનિને દુનિયામાં સર્વોપરિ સત્તા મેળવવી હતી, તેથી તેણે ઘણાં વર્ષોથી તૈયારી કરી હતી. તેણે યોગ્ય પ્રસંગ આવ્યો જાણી **ઑસ્ટ્રિઆ**નો પક્ષ લીધો. તેનો વિચાર યુરોપની પ્રજાઓમાં થએલા કરાર તોડી નાનાં રાજ્યોને કચરી મારવાનો હતો. **ફ્રાંસ રશિઆ**ના મિત્ર તરીકે લડવા તૈયાર થયું. તેને નમાવવા જર્મનિએ **બેલ્જીયમ**ના રાજા પાસે તેના દેશમાં થઇને જવાનો રસ્તો માગ્યો. તે તેણે આપ્યો નહિ, તેથી જર્મનિ અને બેલ્જીયમ વચ્ચે વિગ્રહ સળગ્યો. બેલ્જીયમે અંગ્રેજોની મદદ માગી. પવિત્ર કરારને માન આપી બ્રિટિશ સરકાર ન્યાયની ખાતર નિઃસ્વાર્થપણે નાનાં રાજ્યોની સ્વતંત્રતાનું રક્ષણ કરવા જર્મનિ સાથે વિગ્રહમાં ઉતરી.

હિંદ બ્રિટિશ રાજ્યનું એક મહત્ત્વનું અંગ છે, તેથી તેણે આ ભયંકર વિગ્રહમાં તન, મન, અને ધનથી બ્રિટિશ સરકારને બેહદ મદદ કરી હતી. આ લડાઈ પુરી થયા પહેલાં ઇ. સ. ૧૯૧૬ ના માર્ચ મહીનામાં લૉર્ડ હાર્ડિંજે હિંદ છોડયું.

તેમના પછી **લૉર્ડ ચેમ્સફર્ડ** હિંદના વાઈસરોય નિમાયા. તેમણે **હિંદુસ્તાનના રાજારજવાડા પાસેથી** વિગ્રહનાં લશ્કરની તથા નાણાંની સારી મદદ મેળવી. હિંદી લશ્કરે પોતાના **શહેનશાહ** ખાતર અતિ બહાદુરી બતાવી રણક્ષેત્રમાં પોતાનું લોહી વહેવડાવ્યું. લડાઈમાં રશિઆ બેસી ગયું; પરંતુ **ફ્રાન્સ** અને **બ્રિટને** વિગ્રહ ચાલુ રાખ્યો. આખરે **અમેરિકા** અંગ્રેજોના પક્ષમાં વિગ્રહમાં ઉતર્યું. આ **ભયંકર** યુદ્ધમાં અસંખ્ય માણસોના પ્રાણ અને અઢળક દોલતનો ભોગ અપાયા પછી ઇ. સ. ૧૯૧૯ માં સલાહ થઈ.

હિંદના લોકોને તેઓએ કરેલી મદદની કદર કરવા રાજ્યકારભારમાં વધારે હક આપવા બાબતની તપાસ કરવા હિંદી પ્રધાન **મિ. મૉન્ટેગ્યુ** હિંદમાં આવ્યા. તે પહેલાં કોઈ પણ હિંદી પ્રધાન હિંદમાં આવ્યો નહોતો. તેઓએ વાઇસરોયની સંમતિથી એક **સુધારાની યોજના** તૈયાર કરી. તે સુધારાવધારા સાથે ઇંગ્લાંડની **પાર્લમેન્ટમાં** પસાર થઇ, અને નામદાર શહેનશાહે તે મંજુર કરી. એ સુધારા પ્રમાણે **પ્રાંતિક સરકાર ( ગવર્નરોની સરકાર)નું કેળવણીખાતું અને બીજા કેટલાંક ખાતાં દેશીઓને સોંપવામાં આવ્યાં છે, અને રાજ્યકારોબાર ચલાવનારી સભાઓમાં હિંદીઓને વધારે પ્રમાણમાં રાખવામાં આવ્યા છે.**



મિ. મૉન્ટેગ્યુ.

લૉર્ડ **ચેમ્સફર્ડે** ઇ. સ. ૧૯૨૧ ના માર્ચમાં હિંદ છોડયું. તેમના પછી **લૉર્ડ રીડિંગ** હિંદના વાઇસરોય નિમાયા. તેઓએ ઇ. સ. ૧૯૨૧ ના એપ્રિલની શરૂઆતથી પોતાના હોદ્દાનો ચાર્જ સંભાળી લીધો. તેઓ **પ્રબળ ધારાશાસ્ત્રી, ઉત્તમ સલાહકાર**, અને **ધુરંધર ન્યાયાધીશ હતા.**



લૉર્ડ રીડિંગ.

આપણા દેશમાં પહેલાં કદી જોવામાં આવેલી નહિ એવી, માયાળુ, ન્યાયી અને ન્યાયનો પક્ષ લેનાર, વળી જેના સામ્રાજ્યની સત્તામાં આપણે અસંખ્ય અમૂલ્ય લાભ મેળવ્યા છે, એવી નામદાર બ્રિટિશ સરકાર હિંદમાં ચિરંકાળ રહો.

---

## ૭૦. હિંદુસ્તાનની રાજ્યપદ્ધતિ.

હિંદુસ્તાનમાં અંગ્રેજોનો ખાલસા મુલક છે; તે ઉપરાંત નાનાં મોટાં અનેક દેશી રાજ્યો પણ આવેલાં છે. હિંદુસ્તાનની રાજ્યપદ્ધતિ સમજવા માટે આપણે ખાલસા મુલક તેમજ દેશી રાજ્યોનો રાજ્યકારભાર જોવો જોઇએ.

આપણા દેશ ઉપર નામદાર બ્રિટિશ સરકારનો અમલ છે. તે સરકાર તરફથી નામદાર **શહેનશાહ પાંચમા જ્યોર્જ** હિંદના શહેનશાહ છે. શહેનશાહને એક **પ્રધાનમંડળ** છે, તેનો એક સભાસદ **હિંદી**

**પ્રધાન** છે. તેમના હાથ નીચે એક મદદનીશ હિંદી પ્રધાન હોય છે. હિંદી પ્રધાનને મદદ કરવા માટે ૧૦ થી ૧૪ સભાસદ સુધીની એક સભા હોય છે. સભાસદમાંના ઘણાખરા હિંદુસ્તાનના અનુભવી હોય છે. હિંદના રાજ્યકારભાર માટે હિંદી પ્રધાન ઇંગ્લાંડની સરકારને જવાબદર છે. તે હિંદની ઉપજ અને ખર્ચનું અંદાજપત્ર દરેક વર્ષે પાર્લમેન્ટમાં રજુ કરે છે.

ઇંગ્લાંડના રાજા અને હિંદુસ્તાનના શહેનશાહના પ્રતિનિધિ તરીકે **વાઇસરૉય** હિંદુસ્તાનમાં રાજ્ય ચલાવે છે. ઇ. સ. ૧૮૫૮ માં કંપનિ સરકાર પાસેથી હિદનું રાજ્ય ઇંગ્લાંડની સરકારે પોતાના હાથમાં લીધું, ત્યારથી ગવર્નર જનરલને વાઇસરૉય પણ કહેવામાં આવે છે. તે પોતાના કારભાર માટે હિંદી પ્રધાનને જવાબદાર છે.

એની સત્તા હિંદુસ્તાનમાં સર્વોપરિ છે. એ હિંદુસ્તાનનો પરરાજ્ય સાથેનો સંબંધ દોરવી શકે છે, દેશી રાજાઓ સાથે કરારો કરી શકે છે, ઇલાકાઓની સરકાર પર અંકુશ રાખે છે, અને એની પરવાનગી સિવાય કોઇ પણ ઇલાકા–સરકાર કાયદો પસાર કરી શકતી નથી. એની મંજુરી સિવાય કોઇ પણ કાયદો રચી શકાતો નથી. ન્યાયકચેરીઓની શિક્ષામાં એ મરજી મુજબ ઘટાડો કરી શકે છે, કે તે રદ કરી શકે છે.

દરેક અગત્યની બાબતમાં તેને હિંદી પ્રધાનની સંમતિ લેવી પડે છે. વાઇસરૉયને રાજકારભારમાં મદદ કરવા માટે ૭ સભાસદોની એક **કાર્યવાહક** સભા હોય છે.

એ સભ્યોની નીમણુક શહેનશાહ હિંદુસ્તાનના રાજ્યમંત્રીની સલાહથી કરે છે, અને સાધારણ રીતે તેઓ **પાંચ વર્ષ** સુધી ટકે છે. **ત્રણ** સભ્યો એવા હોવા જોઇએ કે જેમણે હિંદમાં દસ વર્ષ સુધી નોકરી કરી હોય; **એક** કાયદામાં પ્રવીણતાવાળો હોવો જોઈએ, કે જેને દસ વર્ષનો કાયદાનો અનુભવ હોય; અને **ત્રણ હિંદી હોવા**

**જોઇએ.** રાજ્યના વહીવટમાં આ સભ્યો અને વાઈસરોય જે હુકમો કાઢે તે **હિંદની વડી સરકારના** હુકમો તરીકે જાણવામાં આવે છે. ઘણું કરીને વાઇસરોય કારોબારી સભાની મદદથી હુકમો કાઢે છે, છતાં દેશની સહીસલામતી અને શાન્તિની ખાતર વાઈસરોય પોતે સભાની ઇચ્છા વિરુદ્ધ કેટલાક હુકમો કાઢી શકે છે. સભાનું કામકાજ જુદાં જુદાં ખાતાંઓ પાડી વ્યવસ્થિત કરવામાં આવે છે. જેવાં કે પરદેશ ખાતું, સેના ખાતું, સ્વદેશ ખાતું, બાંધકામ ખાતું, ઉદ્યોગ ખાતું, વેપાર ખાતું, ધારા સંબંધી ખાતું, નાણાં ખાતું, અને કેળવણી ખાતું. દરેક સભ્યના હાથ નીચે અમુક ખાતાં હોય છે, અને તેમની સહાયમાં મંત્રીઓ વગેરે હોય છે.

**વડી ધારાસભા:**—એ વાઇસરોયને ધારાઓ ઘડવાના કામમાં મદદ કરે છે. એના બે વિભાગ છે. (૧) '**કાઉન્સિલ ઑવ્ સ્ટેટ**' અને (૨) **લેજિસ્લેટિવ ઍસેમ્બ્લિ. કોઇ પણ ધારાનો ખરડો આ બંને સભાઓમાંથી પસાર થાય ને વાઇસરોયની સંમતિ મેળવે, ત્યાર પછીજ તે કાયદા તરીકે ઓળખાય છે.**

**કાઉન્સિલ ઑવ્ સ્ટેટ:**—એમાં ૬૦ સભ્યો હોય છે. તેમાંના ૩૪ લોકોએ ચૂંટેલા અને ૨૬ સરકારના હોય છે. એમાં અમલદારોની સંખ્યા આસરે વીસેકની હોય છે. વાઈસરોય આ સભામાં ભાગ લેતા નથી, પણ સભાના પ્રમુખની નીમણુક એ પોતે કરે છે. જરૂર હોય તો કોઇ પ્રસંગે સભામાં તે ભાષણ કરી શકે છે. આ સભાના સભ્યો પોતાના નામ આગળ '**ઑનરેબલ**' પદ મૂકી શકે છે.

**લેજિસ્લેટિવ એસેમ્બ્લિ:**—એમાં ૧૪૪ સભ્યો છે. તેમાંના ૧૦૪ લોકોએ ચૂંટેલા અને ૪૦ સરકારના નીમેલા સભ્યો હોય છે. સરકારના નીમેલા ૪૦ માંથી ૨૬ અમલદાર હોવા જોઇએ. આ સભાના પ્રમુખપદ માટે પ્રથમનાં ચાર વર્ષ માટે વાઇસરોયની નીમણુકથી નક્કી કરવામાં આવે છે. ભવિષ્યમાં તેની નીમણુક 'એસેમ્બ્લિ' કરે છે, અને તે બાબતમાં વાઇસરોયની સંમતિ જોઇએ.

દેશના કેટલાક ભાગોને ઈલાકામાં વહેંચ્યા છે. તે ઉપર **ગવર્નર** કારભાર કરે છે. તેમની નીમણુક શહેનશાહ પોતે કરે છે. તેમને રાજ્યકારભારમાં મદદ કરવા માટે વાઇસરોયની પેઠે **કારોબારી** અને **ધારાસભા** નામની બે સભાઓ હોય છે. કારોબારી સભામાં ૪ સભ્યો હોય છે. ધારાસભાના સભ્યોની સંખ્યા બહુજ મોટી હોય છે, જેનો મોટો ભાગ પ્રજા તરફથી ચુંટાય છે. મુંબઈ અને મદ્રાસના ગવર્નરો સિવાય બંગાળા, સંયુક્ત પ્રાંતો, પંજાબ, આસામ, મધ્ય પ્રાંતો, અને બિહાર પ્રાંત સાથે ઓઢીઆમાં ગવર્નરોની નવી નીમણુક ઈ. સ. ૧૯૨૦ થીજ થઈ છે. આ ગવર્નરોને મદદ કરવા માટે પણ કારોબારી સભા અને ધારાસભા હોય છે. તેમાં હિંદી સભ્યોનું પ્રમાણ પ્રથમ કરતાં વધુ રાખવામાં આવ્યું છે.

**પ્રાંતોથી** નાના ભાગ પર કારભાર કરવા **ચીફ કમિશનર** નીમ્યા છે. તેમને મદદ કરવા કારોબારી કે ધારાસભા હોતી નથી. વાયવ્ય સરહદનો મુલક, કુર્ગ, દિલ્હી, અજમેર સાથે મારવાડ, અને બલુચિસ્તાન ઉપર ચીફ કમિશનરનો અમલ છે. પ્રાંતોને નાના નાના ભાગોમાં વહેંચવામાં આવેલા છે, તે પર કમિશનર કારભાર કરે છે.

પ્રાંતોના વિભાગમાં નાના નાના પેટા ભાગ પાડયા છે. તેને **જિલ્લા** કહે છે, અને તેના અધિકારીને **કલેકટર** કહે છે. તેનું મુખ્ય કાર્ય મહેસુલ એકઠી કરવાનું છે, પણ તે કેળવણી, પોલીસ વગેરે બીજાં સરકારી ખાતાં પર દેખરેખ રાખે છે. ( બ્રિટિશ હિંદમાં હાલ એવા ૨૬૭ જિલ્લા છે. ) કલેકટરના હાથ નીચે **આસિસ્ટંટ કલેકટર, હજુર ડેપ્યુટિ કલેકટર, અને ડિસ્ટ્રિકટ ડેપ્યુટિ કલેકટર** હોય છે. તેઓ જિલ્લાનો કારભાર કરવામાં મદદગાર છે. કલેકટરને મદદ કરવાને એક સભા હોય છે તેને જિલ્લા સભા કહે છે; કલેકટર તેનો પ્રમુખ છે. પોલીસ ખાતાનો **પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ** કલેકટરના હુકમ પ્રમાણે વર્તવા બંધાએલો છે.

જિલ્લાના તાલુકા પર **મામલતદાર** કારભાર કરે છે. તેને મદદ કરવાને તાલુકાનું મંડળ હોય છે. તેનો પ્રમુખ ડેપ્યુટિ કલેકટર હોય છે. તાલુકાનાં ગામો પર દેખરેખ રાખી કારભાર કરવાને પોલીસ પટેલ અને પટેલ તલાટી નીમેલા હોય છે. તેઓને મદદ કરવાને એક સ્થાનિક **મંડળ–લોકલબોર્ડ** ઠરાવેલું હોય છે. તેઓ **મ્યુનિસિપાલિટિઓ**ના જેવાં લોકહિતનાં કામોમાં મદદ કરે છે. તે રસ્તાઓ અને સડકો બંધાવે છે અને સમારકામ કરાવે છે, પ્રાથમિક શાળાઓ ચલાવે છે, તેમજ દવાખાનાં ઉઘાડે છે અને નિભાવે છે.

**પંચાયતઃ**—સ્વરાજ્ય, મ્યુનિસિપાલિટિ અને લોકલબોર્ડની પદ્ધતિ એ પ્રાચીન પંચાયતની પદ્ધતિનો વિકાસ છે. **અગાઉના વખતમાં દરેક ગામમાં પંચાયત હતી.** ગામનો કારભાર પટેલ અને ગામના મુખ્ય માણસોના હાથમાં હતો. તે પાંચની સભા હોવાથી પંચાયત કહેવાતી. પટેલના હાથ નીચે કેટલાક અમલદારો હતા. તેમાં ગામનો રક્ષક અને તલાટી મુખ્ય હતા. પટેલ અને તેની સભાના હાથમાં ન્યાયનું કામ કરવાનું હતું. તેઓ ગામના વતનીઓના કજીઆનો નિવેડો લાવતા, અને ગુનેગારોને શિક્ષા કરતા. પંચાયતના ઠરાવો મુખી અને તેના હાથ નીચેના અમલદારો અમલમાં લાવતા. મોંટેગ્યુ—ચેમ્સફર્ડના સુધારાની યોજનામાં એવી સૂચના કરવામાં આવી હતી, કે **ગામડાંમાં પંચાયત પદ્ધતિને બરાબર રીતે ખીલવવી.** એ પદ્ધતિ વ્યવસ્થિત થાય તો તેને નાનાં નાનાં કામોમાં દિવાની કે ફોજદારી સત્તા સોંપવી, આરોગ્યમાં સુધારો કરવાનો વહીવટ આપવો, અને ગામડા પર સ્થાનિક વેરો મૂકવાની પણ સત્તા આપવી.

**આવકઃ—**

હિંદુસ્તાનની સરકારને આવકનાં સાધન નીચે પ્રમાણે છેઃ—

( ૧ ) જમીનવેરો.

( ૨ ) મીઠાવેરો.

( ૩ ) દારૂ પર વેરો, અને દેશમાં નીપજતાં વસાણાં પર વેરો.

( ૪ ) અફીણ પર વેરો, અને અફીણના વાવેતરથી થતી પેદાશ પર વેરો.

( ૫ ) સ્ટાંપનો વેરો.

( ૬ ) જકાત અને કમાણી પરનો વેરો.

**ખરચઃ—**

સરકારને નીચેની બાબતો માટે ખરચ કરવો પડે છેઃ—

( ૧ ) લશ્કરનો ખરચ.

( ૨ ) સરકારી નોકરોનો ખરચ.

( ૩ ) રાજ્યમંત્રીએ કરેલો ખરચ ( હોમ—ચાર્જિસ ).

દર વરસે સરકાર હિસાબી વર્ષના આરંભમાં ઉપજ—ખરચનો અડસટ્ટો (બજેટ) કાઉન્સિલ આગળ મૂકે છે. ઉપજ અને ખરચ બનેત્યાં સુધી સરખાં કરવામાં આવે છે, છતાં ખરચ વધારે હોય તો નવા કર મૂકવા પડે છે. ખરચની રકમો પર ને નવા કર મૂકવા ધાર્યા હોય તે પર પ્રાંતિક અને હિંદુસ્તાનની ધારાસભાના સભ્યો તકરાર કરી શકે છે, પણ અનામત ખાતાના ખરચ પર ટીકા કરી શકતા નથી, તેમજ લશ્કર અને લશ્કરી ખાતાનાં ખરચ પર '**લેજિસ્લેટિવ એસેમ્બ્લી**' અથવા કાઉન્સિલ ઑવ્ સ્ટેટ ટીકા કરી શકતી નથી.

શહેરોમાં કારભાર કરનારી સભાને **મ્યુનિસિપાલિટિ** કે **શહેર-સુધરાઈ ખાતું** કહે છે. કારભાર કરનાર મંડળને **મ્યુનિસિપલ કૉંસિલ** કહે છે, અને તેના સભ્યો **કૉંસિલર** કહેવાય છે. તેઓ લગભગ બધાજ હિંદીઓ હોય છે. તેમાંના કેટલાક સરકારે નીમેલા અને કેટલાક લોકોએ ચૂંટી કાઢેલા છે. ઇ. સ. ૧૮૮૮ માં લૉર્ડ રિપને દેશીઓ પોતાનો કારભાર પોતે કરતાં શીખે એ માટે આ ગોઠવણ કરેલી છે. તેઓ પોતે કાયદા ઘડે છે, કર ઉઘરાવે છે, અને નાણાંનો વહીવટ પણ કરે છે. રસ્તાઓ સાફસૂફ કરવા, શહેરમાં રાત્રે અજવાળું પુરૂં પાડવું, શાળાઓ અને દવાખાનાં ચલાવવાં વગેરે કામો મ્યુનિસિપાલિટિ કરે છે. હિંદમાં ૭૧૨ કરતાં વધુ મ્યુનિસિપલ કૉંસિલો છે.

મ્યુનિસિપાલિટિઓ પર સરકારનો અંકુશ છે. સરકારની પરવાનગી સિવાય નવી લોન ઉભી કરવાનું કામ, અથવા ઉંચા દરજ્જાની નીમણુકનું કામ, અથવા કરમાં ફેરફાર કરવાનું કામ વગેરે કામો મ્યુનિસિપાલિટિ કરી શકે નહિ. તે પોતાના કર્તવ્યમાં ગંભીર ભૂલો કરે, તો સરકાર તેનો હક છીનવી લઇ પોતે નીમેલા મંડળ મારફતે શહેરનું સ્થાનિક સ્વરાજ્ય ચલાવી શકે છે.

હિંદુસ્તાનમાં નાનાં મોટાં અનેક દેશી રાજ્યો છે. તેઓના રાજ્યકર્ત્તાઓ મહારાજા, રાજા, નિઝામ, નવાબ, ઠાકોર વગેરે જુદા જુદા નામથી ઓળખાય છે. દેશી રાજાઓ પોતાના પ્રધાનો અને પોતાની કૌંસિલોની મદદથી રાજ્ય કરે છે. તેઓમાંના કેટલાક તો પોતાની રૈયત માટે પોતે ધારા ઘડે છે, પોતે કર લે છે, અને પોતાના સિક્કા પણ પાડે છે. મોટાં રાજ્યો પર દેખરેખ રાખવા માટે અંગ્રેજ સરકાર તરફથી **રેસિડેન્ટ** નિમાય છે, અને નાનાં રાજ્યો પર **એજંટ ટુ ધ ગવર્નર** અને **પોલિટિકલ એજન્ટ** નિમાય છે.

## ૭૧. બ્રિટિશ સામ્રાજ્યથી લાભ.

બ્રિટિશ સામ્રાજ્ય અતિ વિશાળ પ્રદેશો પર છે. આથી એમ કહેવાય છે, કે એ રાજ્ય પર કદી સૂર્ય અસ્ત પામતો નથી. જગન્નિયંતા પરમ કૃપાળુ પરમેશ્વરે હિંદુસ્તાનને આવા વિશાળ અને સમૃદ્ધ રાજ્યનું એક પ્રબળ અને મહાન અંગ બનાવ્યું છે.

**અંગ્રેજ પ્રજા ન્યાયી અને સ્વતંત્રતા ઉપર અત્યંત પ્રેમ રાખનારી** છે. બ્રિટિશ સરકારના અદલ રાજ્યથી સમગ્ર હિંદુસ્તાનમાં સર્વત્ર શાન્તિ પ્રસરી રહી છે. પ્રજાનાં જાનમાલ સહીસલામત છે. રેલવે, ટપાલ, નહેર અને તાર વગેરે પશ્ચિમના સંશોધનથી દાખલ થયાં છે, અને તેથી વેપારની અદ્વિતીય અને અપૂર્વ આબાદાની તથા જાહોજલાલી જોવામાં આવે છે. હિંદુસ્તાનના ઘણાખરા ભાગોમાં બધે રેલવેની શાખાઓ ફેલાઇ રહેલી છે. આથી મુસાફરી નિર્ભય અને સહેલી થઈ છે, અને તેથી સમય અને પૈસાનો બચાવ થાય છે. જોઇતો માલ એક ઠેકાણેથી બીજે ઠેકાણે સહેલાઇથી લઇ જવાય છે,

અને આથી પહેલાંની માફક દુકાળનાં અસહ્ય દુઃખો ભૂલી જવાયાં **છે.** મોટી મોટી નદીઓની નહેરોથી ઘણા પ્રાંતો રસાળ બન્યા છે. સરકારી ટપાલખાતું સ્થાપવામાં આવ્યું, તે પહેલાં ટપાલ મોકલવી લોકોને ઘણીજ અઘરી અને મોંઘી હતી. બે પૈસાના ટપાલના કાગળ ઉપર અથવા એક આનાના કવરથી સમાચાર હિંદુસ્તાનમાં એક છેડેથી બીજે છેડે મોકલી શકાય છે. દરદીઓના સુખને અર્થે સરકારે સ્થળે સ્થળે દવાખાનાં બંધાવ્યાં છે; સ્ત્રીઓને માટે પણ ખાસ ઇસ્પિતાલો છે. પશુના સંરક્ષણ માટે પણ દવાખાનાં જોવામાં આવે છે. પ્રજાની સુખાકારી સાચવવા માટે **આરોગ્યખાતું** સ્થાપવામાં આવેલું છે. મોટાં મોટાં શહેરોમાં નદીઓ કે તળાવોમાંથી નળ મારફત સ્વચ્છ પાણી પુરૂં પાડવામાં આવે છે. **પોલીસખાતું** સુલેહ જાળવવાનું કામ કરે છે, અને **ન્યાયખાતું** ગરીબ અને તવંગરને એક સરખો ન્યાય આપવાનું કામ કરે છે. **સર્વના કલ્યાણનો મૂળ આધાર કેળવણી ઉપર છે,** એમ સરકાર સારી રીતે સમજે છે; **તેથી પુરુષો-ને અને સ્ત્રીઓને કેળવવા માટે પ્રાથમિક શાળાઓ, માધ્ય-મિક શાળાઓ અને કાલેજો વગેરે ખોલવામાં આવ્યાં છે.** સુથારી કામ, કડીઆ કામ, લુહારનું કામ, કોતરકામ, વગેરે ઉદ્યોગો અને અન્ય કળાઓ વગેરે શીખવા માટે ઔદ્યોગિક શાળાઓ અને કળાની શાળાઓ છે. આવાં અનેક પ્રકારનાં સાધનોથી સરકાર પ્રજાનું કલ્યાણ સાધવા પ્રયત્ન કરે છે. ઔદ્યોગિક બાબતો પર પ્રજા ઘણું લક્ષ આપતી થઇ છે. મોટાં મોટાં શહેરોમાં કાપડનાં કારખાનાં છે. **આજનો પ્રત્યેક બાળક આવતી કાલનો નાગરિક છે,** એ સૂત્ર ધ્યાનમાં રાખી બાળકોને સરકાર પ્રાકૃતિક વિદ્યાને [સાયન્સ] લગતું ઉંચા પ્રકારનું જ્ઞાન મળે તેમ તે સતત કાળજી રાખે છે. આવું બ્રિટિશ રાજ્ય ચિરંકાળ રહો !

**( સમાપ્ત. )**

# પરિશિષ્ટ ૧ લું.

## હિંદુસ્તાનમાં ઇ. સ. ૧૭૭૪ થી ઈ. સ. ૧૮૫૭ સુધીમાં નિમાએલા ગવર્નર-જનરલોની યાદી.

| નંબર. | નામ. | | | | |
|---|---|---|---|---|---|
| ૧ લો. | વૉરન હેસ્ટિંગ્સ | ઇ. સ. | ૧૭૭૪ થી | ઇ. સ. | ૧૭૮૫ સુધી. |
| ૨ જો. | લૉર્ડ કૉર્નવૉલિસ | ,, | ૧૭૮૬ થી | ,, | ૧૭૯૩ |
| ૩ જો. | સર જૉન શોર | ,, | ૧૭૯૩ થી | ,, | ૧૭૯૮ |
| ૪ થો. | માર્કિવસ વેલેસ્લિ | ,, | ૧૭૯૮ થી | ,, | ૧૮૦૫ |
| ૫ મો. | સર જ્યૉર્જ બાર્લો | | કામચલાઉ | | |
| ૬ ઠ્ઠો. | લૉર્ડ મિન્ટો | ,, | ૧૮૦૫ થી | ,, | ૧૮૧૩ |
| ૭ મો. | લૉર્ડ હેસ્ટિંગ્સ | ,, | ૧૮૧૩ થી | ,, | ૧૮૨૩ |
| ૮ મો. | લૉર્ડ આમ્હર્સ્ટ | ,, | ૧૮૨૩ થી | ,, | ૧૮૨૮ |
| ૯ મો. | લૉર્ડ વિલિયમ બેન્ટિક | ,, | ૧૮૨૮ થી | ,, | ૧૮૩૫ |
| ૧૦ મો. | સર ચાર્લ્સ મેટકાફ | | કામચલાઉ | | |
| ૧૧ મો. | લૉર્ડ ઑકલૅન્ડ | ,, | ૧૮૩૬ થી | ,, | ૧૮૪૨ |
| ૧૨ મો. | લૉર્ડ એલન્બરો | ,, | ૧૮૪૨ થી | ,, | ૧૮૪૪ |
| ૧૩ મો. | લૉર્ડ હાર્ડિંજ | ,, | ૧૮૪૪ થી | ,, | ૧૮૪૮ |
| ૧૪ મો. | લૉર્ડ ડેલ્હાઉસી | ,, | ૧૮૪૮ થી | ,, | ૧૮૫૬ |
| ૧૫ મો. | લૉર્ડ કેનિંગ | ,, | ૧૮૫૬ થી | ,, | ૧૮૫૮ |

# પરિશિષ્ટ ૨ જું.

## ઈ. સ. ૧૮૫૭ ની સાલ પછી હિંદુસ્તાનમાં નિમાએલા વાઇસરોયોની યાદી.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ લો. | લૉર્ડ કેનિંગ | ઇ. સ. | ૧૮૫૮ થી | ઇ. સ. | ૧૮૬૨ |
| ૨ જો. | લૉર્ડ એલ્જીન | ,, | ૧૮૬૨ થી | ,, | ૧૮૬૩ |
| ૩ જો. | સર જોન લોરેન્સ | ,, | ૧૮૬૩ થી | ,, | ૧૮૬૯ |
| ૪ થો. | લૉર્ડ મેયો | ,, | ૧૮૬૯ થી | ,, | ૧૮૭૨ |
| ૫ મો. | લૉર્ડ નોર્થબ્રુક | ,, | ૧૮૭૨ થી | ,, | ૧૮૭૬ |
| ૬ ઠ્ઠો. | લૉર્ડ લિટન | ,, | ૧૮૭૬ થી | ,, | ૧૮૮૦ |
| ૭ મો. | લૉર્ડ રિપન | ,, | ૧૮૮૦ થી | ,, | ૧૮૮૪ |
| ૮ મો. | લૉર્ડ ડફરિન | ,, | ૧૮૮૪ થી | ,, | ૧૮૮૮ |
| ૯ મો. | લૉર્ડ લેન્સડાઉન | ,, | ૧૮૮૮ થી | ,, | ૧૮૯૪ |
| ૧૦ મો. | લૉર્ડ એલ્જીન(બીજો) | ,, | ૧૮૯૪ થી | ,, | ૧૮૯૮ |
| ૧૧ મો. | લૉર્ડ કર્ઝન | ,, | ૧૮૯૮ થી | ,, | ૧૯૦૫ |
| ૧૨ મો. | લૉર્ડ મિન્ટો | ,, | ૧૯૦૫ થી | ,, | ૧૯૧૦ |
| ૧૩ મો. | લૉર્ડ હાર્ડિન્જ | ,, | ૧૯૧૦ થી | ,, | ૧૯૧૬ |
| ૧૪ મો. | લૉર્ડ ચેમ્સફર્ડ | ,, | ૧૯૧૬ થી | ,, | ૧૯૨૧ |
| ૧૫ મો. | લૉર્ડ રીડિંગ | ,, | ૧૯૨૧ થી | ,, | ૧૯૨૬ |
| ૧૬ મો. | લૉર્ડ અરવિન | ,, | ૧૯૨૬ થી | ,, | ચાલુ |

# ઈ. સ. ૧૭૫૭ થી ઇ. સ. ૧૮૫૭ સુધીમાં ઇસ્ટ ઇન્ડિઆ કંપનિએ હિંદુસ્તાનમાંથી મેળવેલા જુદા જુદા મુલકો.

| ગવર્નર–જનરલનું નામ. | જે પ્રાંતો મેળવ્યા હોય તેનાં નામ. | સન. | કેવા સંજોગોમાં (કોના તરફથી અને કેવે પ્રસંગે.) |
|---|---|---|---|
| | ૨૪ પરગણાં | ૧૭૫૭ | મીરજાફરને ગાદી મળવાથી. |
| | ઉત્તર સરકાર. | ૧૭૫૯ | ફ્રેન્ચો પાસેથી જીતી લીધો. |
| વૉરન હેસ્ટિંગ્સ. | બંગાળા, બિહાર, અને ઓરિસ્સા. | ૧૭૬૫ | રૉબર્ટ ક્લાઇવે શાહઆલમ બીજા પાસેથી દિવાની મેળવી હતી. બાદ જેના બદલામાં દર વરસે ૨૬ લાખ રૂપીઆ તેને કંપનિ આપતી હતી. જ્યારે તેણે અંગ્રેજોનો પક્ષ તજ્યો, ત્યારે તે રકમ આપવી બંધ કરી. |
| ,, | સાલ્સેટ. | ૧૭૮૨ | સાલબાઇની સંધિથી; જેથી ૧લા મરાઠા વિગ્રહનો અંત આવ્યો. |
| કૉર્નવૉલિસ | મલબાર કાંઠા ઉપરનો કેટલોક ભાગ, તે સિવાય કાલી વગેરે. | ૧૭૯૨ | શ્રીરંગપટ્ટણની સંધિથી; જેથી ત્રીજા મ્હૈસુર વિગ્રહનો અંત આવ્યો. |
| વેલેસ્લી | કાનડા, કોઈમ્બટુર. | ૧૭૯૯ | ચોથા મ્હૈસુર વિગ્રહનું પરિણામ. |

| | | | |
|---|---|---|---|
| વેલેસ્લી | તાંજોર, સુરત. | ૧૭૯૯ | દેશી રાજ્યોના અંધેરને લીધે. |
| ,, | કર્ણાટક. | ૧૮૦૧ | ,, |
| ,, | વાયવ્ય પ્રાંતનો કેટલોક ભાગ. | ૧૮૦૧ | ,, |
| ,, | મુંબઇ ઇલાકાના કેટલાએક ભાગો, | ૧૮૦૨ | બેસીનની સંધિથી. |
| | કટક અને બાલાસોર સાથે. | ૧૮૦૩ | દેવગામની સંધિથી. |
| ,, | જમના અને ગંગા નદીનો પ્રદેશ, અને ભરૂચ. | ૧૮૦૩ | સિરજી અંજેગામની સંધિથી. |
| ,, | જેપુર અને જોધપુર, અને તે સિવાય ઉત્તર રજપૂતાનાના કેટલાક ભાગો. | ૧૮૦૪–૫ | રજપૂત રાજાઓ સાથેની સંધિથી. |
| લૉર્ડ હેસ્ટિંગ્સ | કમાઉન અને કાલીના પશ્ચિમના ભાગો. | ૧૮૧૬ | સેગાઉલીની સંધિ; નેપાળ સાથે વિગ્રહનો અંત. |
| | પેશ્વાના મુલકો. | ૧૮૧૮ | ચોથા મરાઠા વિગ્રહનો અંત. |

